।। શ્રીહરિઃ ।।

1059▲

# નલ-દમયન્તી

नल-दमयन्ती ( गुजराती )



गीताप्रेस गोरखपुर
GITA PRESS, GORAKHPUR

જયદયાલ ગોયન્દકા

॥ શ્રીહરિઃ ॥

# નળ-દમયંતી

नल दमयन्ती (गुजराती)

ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ
ત્વમેવ બન્ધુશ્ચ સખા ત્વમેવ ।
ત્વમેવ વિદ્યા દ્રવિણં ત્વમેવ
ત્વમેવ સર્વં મમ દેવદેવ ॥

જયદયાલ ગોયન્દકા

**पुस्तकें यहाँ भी उपलब्ध हैं—**

**गीताप्रेस, गोरखपुरकी पुस्तक-दूकान**

१-सूरत— 2016, वैभव एपार्टमेन्ट, भटार रोड, नूतन निवासके सामने
© (0261) 2237362, 2238065

२-मुम्बई— 282, सामलदास गाँधी मार्ग (प्रिन्सेस स्ट्रीट, मरीन लाईन्स स्टेशनके पास)
© (022) 22030717

३-नागपुर— श्रीजी कृपा कॉम्प्लेक्स, 851, न्यू इतवारी रोड © (0712) 2734354

४-जलगाँव— 7, भीमसिंह मार्केट, रेलवे स्टेशनके पास © (0257) 2226393, 2220320

५-औरंगाबाद— रेलवे स्टेशन, प्लेटफार्म नं० १

६-हैदराबाद—दूकान नं० 41, 4-4-1, दिलशाद प्लाजा, सुल्तान बाजार
© (040) 24758311, 66758311

**અનુવાદક: તલ્લીન જયભાઈ બૂચ**

सं० २०७५ तेरहवाँ पुनर्मुद्रण २,०००
कुल मुद्रण ६०,०००

❖ **मूल्य—₹ ८**
**(आठ रुपये)**

प्रकाशक एवं मुद्रक—

**गीताप्रेस, गोरखपुर—२७३००५**

(गोबिन्दभवन-कार्यालय, कोलकाता का संस्थान)

फोन : (०५५१) २३३४७२१, २३३१२५०, २३३१२५१

web: **gitapress.org** e-mail : **booksales@gitapress.org**

गीताप्रेस प्रकाशन **gitapressbookshop. in** से **online** खरीदें।

1059 Nal Damyanti Gujrati_Section_1_Back

॥ શ્રીહરિઃ ॥

# નમ્ર નિવેદન

વેદવ્યાસજી માટે કહેવાયું છે - 'अचतुर्वदनो ब्रह्मा द्विबाहुरपरो हरिः। अभाललोचनः शम्भुः भगवान् बादरायणः।' એટલે કે ભગવાન વેદવ્યાસજી ચાર મુખ વિનાના બ્રહ્મા છે, બે ભુજાઓ ધરાવતા બીજા વિષ્ણુ છે અને ભાલમાં રહેલી આંખ વગરના શિવ છે અર્થાત્ તેઓ બ્રહ્મા-વિષ્ણુ-મહેશરૂપ છે. સંસારમાં જેટલી પણ કલ્યાણકારી, અલૌકિક વાતો છે તે બધી વેદવ્યાસજીની જ ઉચ્છિષ્ટ છે - 'व्यासोच्छिष्टं जगत्सर्वम् ।' આવા મહારાજ વેદવ્યાસજીએ જીવસૃષ્ટિના કલ્યાણ માટે મહાભારતની રચના કરી છે. તે મહાભારતનો સંક્ષેપ જીવન્મુક્ત, તત્ત્વજ્ઞ, ભગવત્પ્રેમી મહાપુરુષ શેઠજી શ્રીજયદયાલજી ગોયન્દકાએ કર્યો છે. આ રીતે મૂળ રૂપમાં વેદવ્યાસજીએ અને સંક્ષિપ્તરૂપમાં શેઠજીએ લખેલી મહાભારતની કેટલીક સર્વોપયોગી કથાઓનું ચયન કરાયું છે. આ કથાઓમાં એક વિશિષ્ટ શક્તિ છે, જેનાથી તે વાંચવાથી વિશેષ લાભ થાય છે. તેમાંની નળ-દમયંતીની કથા વાચકોની સેવામાં અહીં પ્રસ્તુત છે. વાચકોને મારું નમ્ર નિવેદન છે કે તેઓ આ પુસ્તક પોતે પણ વાંચે અને બીજાંઓને પણ વાંચવા માટે પ્રેરણા પૂરી પાડે.

વિનીત

**સ્વામી રામસુખદાસ**

# અનુક્રમણિકા





॥ શ્રીહરિઃ ॥

# નળ-દમયંતીની કથા

**कर्कोटकस्य नागस्य दमयन्त्या नलस्य च।**
**ऋतुपर्णस्य राजर्षेः कीर्तनं कलिनाशनम्॥**

મહાત્મા અર્જુન જ્યારે અસ્ત્રપ્રાપ્તિ માટે ઈન્દ્રલોક ગયા ત્યારે પાંડવો કામ્યક વનમાં વસવાટ કરતા હતા. તેઓ રાજ્યનાશ અને અર્જુન-વિયોગથી ખૂબ દુઃખી હતા. એક દિવસની વાત છે. પાંડવો અને દ્રૌપદી આ જ વિષયમાં કેટલીક ચર્ચા કરી રહ્યાં હતાં. ધર્મરાજ યુધિષ્ઠિર ભીમસેનને સમજાવી રહ્યા હતા. એવામાં મહર્ષિ બૃહદશ્વ તેમના આશ્રમમાં આવતા દેખાયા.

મહર્ષિ બૃહદશ્વને આવતા જોઈને ધર્મરાજ યુધિષ્ઠિરે સામે જઈને શાસ્ત્રવિધિ અનુસાર તેમની પૂજા કરી, આસન પર બેસાડ્યા. તેમણે આરામ કર્યો, ત્યારબાદ યુધિષ્ઠિર તેમને પોતાનો વૃત્તાંત કહેવા લાગ્યા. યુધિષ્ઠિરે કહ્યું કે, ''મહારાજ! કૌરવોએ કપટબુદ્ધિથી મને બોલાવીને છળપૂર્વક જુગાર ખેલ્યો અને અજાણ એવા મને હરાવીને મારું સર્વસ્વ પડાવી લીધું. એટલું જ નહિ, તેમણે મારી પ્રાણપ્રિય દ્રૌપદીને ઘસડી જઈને ભરીસભામાં અપમાનિત કરી. તેમણે અંતમાં અમને કાળું મૃગચર્મ ઓઢાડીને ઘનઘોર વનમાં મોકલી દીધા. હે મહર્ષિ! તમે જ કહો કે આ પૃથ્વી ઉપર મારા જેવો દુર્ભાગી રાજા બીજો કોણ છે! શું તમે મારા જેવો દુઃખી રાજા બીજે ક્યાંય જોયો કે સાંભળ્યો છે?''

મહર્ષિ બૃહદશ્વે કહ્યું - ''ધર્મરાજ! તમારું એ કહેવું બરાબર નથી કે 'મારા જેવો દુઃખી રાજા બીજો કોઈ નથી થયો', કારણ કે હું તમારાથી પણ વધારે દુઃખી અને દુર્ભાગી રાજાનો વૃત્તાંત જાણું છું. તમારી ઈચ્છા હોય તો હું કહી સંભળાવું.''

ધર્મરાજ યુધિષ્ઠિરના આગ્રહથી મહર્ષિ બૃહદશ્વે કહેવાની શરૂઆત કરી.

# દમયંતીનો સ્વયંવર અને લગ્ન

બૃહદશ્વે કહ્યું -

ધર્મરાજ! નિષધ દેશમાં વીરસેનના પુત્ર નળ નામના એક રાજા થઈ ગયા. તેઓ ખૂબ ગુણવાન, અતિ સુંદર, સત્યવાદી, જિતેન્દ્રિય, સર્વપ્રિય, વેદજ્ઞ અને બ્રાહ્મણભક્ત હતા. તેમની સેના ખૂબ મોટી હતી. તેઓ અસ્ત્રવિદ્યામાં ઘણા નિષ્ણાત હતા. તેઓ વીર, યોદ્ધા, ઉદાર અને પ્રબળ પરાક્રમી પણ હતા. તેમને જુગટું રમવાનો પણ થોડોક શોખ હતો. એ જ દિવસોમાં વિદર્ભ દેશમાં ભીમ નામના એક રાજા રાજ્ય કરતા હતા. તેઓ પણ નળ જેવા જ સર્વગુણસંપન્ન અને પરાક્રમી હતા. તેમણે દમન ઋષિને પ્રસન્ન કરીને તેમના વરદાનથી ચાર સંતાનો પ્રાપ્ત કર્યાં હતાં - ત્રણ પુત્રો અને એક પુત્રી. પુત્રોનાં નામ હતાં - દમ, દાંત અને દમન. પુત્રીનું નામ હતું - દમયંતી. દમયંતી લક્ષ્મી જેવી રૂપવતી હતી. તેની આંખો વિશાળ હતી. દેવતાઓ અને યક્ષોમાં પણ એવી સુંદર કન્યા ક્યાંય જોવામાં આવતી ન હતી. એ દિવસોમાં કેટલાયે લોકો વિદર્ભમાંથી નિષધ દેશમાં આવતા અને રાજા નળ સમક્ષ દમયંતીના રૂપ અને ગુણની પ્રશંસા કરતા. નિષધ દેશમાંથી વિદર્ભમાં જનારાઓ પણ દમયંતી સમક્ષ રાજા નળનાં રૂપ, ગુણ અને પવિત્ર ચરિત્રનું વર્ણન કરતા. આનાથી બંનેના હૃદયમાં પરસ્પર પ્રેમ અંકુરિત થઈ ઊઠ્યો.

એક દિવસ રાજા નળે પોતાના મહેલના બાગમાં કેટલાક હંસ જોયા. તેમણે એક હંસને પકડી લીધો. હંસે કહ્યું - ''તમે મને છોડી મૂકો તો અમે બધા દમયંતીની પાસે જઈને તમારા ગુણોનું એવું વર્ણન કરીશું કે તે તમને ચોક્કસ પરણી જશે.'' નળે હંસને છોડી દીધો. તેઓ બધા ઊડીને વિદર્ભ દેશમાં ગયા. દમયંતી પોતાની નજીક હંસોને જોઈને ખૂબ રાજી થઈ અને હંસોને પકડવા માટે તેમની તરફ દોડવા લાગી. દમયંતી જે હંસને પકડવા માટે દોડતી તે બોલી ઊઠતો કે ''અલી દમયંતી!

નિષધ દેશમાં નળ નામનો એક રાજા છે. તે અશ્વિનીકુમાર જેવો સુંદર છે. મનુષ્યોમાં તેના જેવો સુંદર બીજો કોઈ નથી. તે જાણે કે મૂર્તિમંત કામદેવ છે. જો તું તેની પત્ની બની જાય તો તારો જન્મ અને રૂપ બંને સફળ થઈ જાય. અમે બધાએ દેવતા, ગંધર્વ, મનુષ્ય, સર્પ અને



હંસ અને નળનો સંવાદ

રાક્ષસોને ફરી-ફરીને જોયા છે, પણ નળના જેવો સુંદર પુરુષ ક્યાંય જોવામાં નથી આવ્યો. જેમ તું સ્ત્રીઓમાં રત્ન છે, તેમ નળ પુરુષોમાં ભૂષણ છે. તમારા બંનેની જોડી ખૂબ જ સુંદર રહેશે.'' દમયંતીએ કહ્યું - ''હે હંસ! તું નળને પણ આવી જ વાત કરજે.'' હંસે નિષધ દેશમાં પાછા આવી જઈને નળને દમયંતીનો સંદેશો કહી સંભળાવ્યો.




નળના ગુણોનું વર્ણન

દમયંતી હંસના મુખેથી રાજા નળની કીર્તિ સાંભળીને તેમને ચાહવા લાગી. તેની આસક્તિ એટલી વધી ગઈ કે તે રાત-દિવસ તેમનું જ ધ્યાન ધર્યા કરતી. શરીર ઝાંખું અને દૂબળું પડી ગયું. તે મ્લાન દેખાવા લાગી. સખીઓએ દમયંતીના હૃદયનો ભાવ કળીને વિદર્ભરાજને નિવેદન કર્યું કે 'તમારી પુત્રી અસ્વસ્થ થઈ ગઈ છે.' રાજા ભીમે પોતાની પુત્રી અંગે બહુ વિચાર કર્યો. અંતે તેઓ એવા નિર્ણય પર આવ્યા કે મારી દીકરી પરણાવવા લાયક થઈ ગઈ છે, તેથી તેનો સ્વયંવર યોજવો જોઈએ. તેમણે બધા રાજાઓને સ્વયંવરનો નિમંત્રણ-પત્ર મોકલી આપ્યો અને સૂચિત કર્યું કે રાજાઓએ દમયંતીના સ્વયંવરમાં પધારીને લાભ ઉઠાવવો જોઈએ અને મારી મનોકામના પૂરી કરવી જોઈએ. દેશ-દેશાવરના રાજાઓ હાથી, ઘોડા અને રથોના અવાજથી પૃથ્વીને ગજાવતા બનીઠનીને વિદર્ભ દેશમાં પહોંચવા લાગ્યા. ભીમે બધાના સ્વાગત-સત્કારની સુયોગ્ય વ્યવસ્થા કરી.

દેવર્ષિ નારદ અને પર્વત દ્વારા દેવતાઓને પણ દમયંતીના સ્વયંવરના સમાચાર મળી ગયા. ઈન્દ્ર વગેરે બધા દેવો પણ પોતપોતાના સ્નેહીમંડળ અને વાહનો સાથે વિદર્ભ દેશ જવા રવાના થયા. રાજા નળનું મન તો પહેલેથી જ દમયંતી પર આસક્ત થઈ ગયું હતું. તેમણે પણ દમયંતીના સ્વયંવરમાં ભાગ લેવા માટે વિદર્ભ દેશની યાત્રા કરી. દેવોએ સ્વર્ગમાંથી ઊતરતી વખતે જોઈ લીધું કે કામદેવ જેવા સુંદર નળ દમયંતી-સ્વયંવરમાં ભાગ લેવા માટે જઈ રહ્યા છે. નળની સૂર્ય સમાન કાન્તિ અને અલૌકિક રૂપ-સંપત્તિથી દેવો પણ આશ્ચર્ય પામી ગયા. તેમણે જાણી લીધું કે આ નળ છે. તેમણે પોતાનાં વિમાનો આકાશમાં ઊભાં રાખ્યાં અને નીચે ઊતરીને નળને કહ્યું - 'રાજા નળ! તમે મોટા સત્યવાદી છો. તમે અમારી મદદ કરવા માટે દૂત બની જાઓ.' નળે પ્રતિજ્ઞા કરી લીધી અને કહ્યું કે 'મદદ કરીશ' અને પછી પૂછ્યું કે 'તમે લોકો કોણ છો અને મને દૂત બનાવીને કયું કામ લેવા માગો છો?' ઈન્દ્રે કહ્યું - ''અમે બધા દેવો છીએ. હું ઈન્દ્ર છું અને આ અગ્નિ, વરુણ અને

યમ છે. અમે દમયંતી માટે અહીં આવ્યા છીએ. તમે અમારા દૂત બનીને દમયંતી પાસે જાઓ અને કહો કે ઇન્દ્ર, વરુણ, અગ્નિ અને યમદેવ તમારી પાસે આવીને તમારી સાથે લગ્ન કરવા ઇચ્છે છે. એમનામાંથી ગમે તે દેવનો તું પતિના રૂપમાં સ્વીકાર કરી લે.'' નળે બંને હાથ જોડીને કહ્યું કે ''દેવરાજ! ત્યાં જવાનો તમારા બધાનો અને મારો એક જ હેતુ છે. તેથી તમે મને દૂત બનાવીને ત્યાં મોકલો તે યોગ્ય નથી. કોઈ સ્ત્રીને પત્નીના રૂપમાં મેળવવાની જેની ઇચ્છા થઈ ચૂકી છે તે ભલા, તેને કઈ રીતે છોડી શકે અને તેની પાસે જઈને આવી વાત કહી જ કેવી રીતે શકે? તમે લોકો કૃપા કરીને આ બાબતમાં મને માફ કરો.''* દેવોએ કહ્યું, ''નળ! તમે આ અગાઉ અમારી સામે પ્રતિજ્ઞા કરી ચૂક્યા છો કે 'હું તમારું કામ કરીશ.' હવે પ્રતિજ્ઞા તોડો નહિ. જરાયે મોડું કર્યા વગર ત્યાં પહોંચી જાઓ.'' નળે કહ્યું, ''રાજમહેલમાં હંમેશાં કડક ચોકીપહેરો હોય છે, હું કઈ રીતે જઈ શકીશ?'' ઇન્દ્રે કહ્યું, ''જાઓ, તમે ત્યાં જઈ શકશો.'' ઇન્દ્રની આજ્ઞાથી નળે રાજમહેલમાં કોઈ રોક-ટોક વગર પ્રવેશ કરીને દમયંતીને જોઈ. દમયંતી અને સખીઓ પણ નળને જોઈને દિઙ્મૂઢ બની ગઈ. તેઓ આ અજોડ સુંદર પુરુષને જોઈને મુગ્ધ થઈ ગઈ અને શરમાઈને કાંઈ બોલી શકી નહીં.

દમયંતીએ પોતાને સંભાળી લઈને કહ્યું, ''વીર! તમે જોવામાં બહુ સુંદર અને નિર્દોષ લાગો છો. પહેલાં પોતાનો પરિચય આપો. તમે અહીં કયા હેતુથી આવ્યા છો અને અહીં આવતી વખતે તમને ચોકીદારોએ જોયા કેમ નહિ? તેમનાથી સહેજ પણ ભૂલ થવા પામતાં મારા પિતા તેમને બહુ જ આકરી સજા કરે છે.'' નળે કહ્યું, ''કલ્યાણી! હું નળ છું. દેવોનો દૂત બનીને તમારી પાસે આવ્યો છું. સુંદરી! ઇન્દ્ર, અગ્નિ, વરુણ અને યમ - આ ચારે દેવો તમારી સાથે લગ્ન કરવા માગે છે.

* कथं तु जातसंकल्पः स्त्रियमुत्सृजते पुमान् ।
परार्थमीदृशं वक्तुं तत् क्षमन्तु महेश्वराः ॥
(મહાભારત : વનપર્વ - ૫૫/૮)

તમે તેમાંથી કોઈ એક દેવને પતિના રૂપમાં પસંદ કરી લો. આ સંદેશો લઈને હું તમારી પાસે આવ્યો છું. જ્યારે હું તમારા મહેલમાં પ્રવેશ્યો ત્યારે તે દેવતાઓના પ્રભાવથી જ મને કોઈ જોઈ શક્યું નહીં. મેં દેવોનો સંદેશો કહી દીધો, હવે તમારી જે ઇચ્છા હોય તેમ કરો.'' દમયંતીએ ખૂબ શ્રદ્ધાથી દેવોને પ્રણામ કરીને, આછું સ્મિત કરીને નળને કહ્યું, ''નરેન્દ્ર! તમે મને પ્રેમ-દૃષ્ટિથી જુઓ અને આજ્ઞા કરો કે હું મારી શક્તિ પ્રમાણે તમારી શી સેવા કરું? મારા નાથ! મેં પોતાનું સર્વસ્વ અને પોતાની જાતને પણ તમારા ચરણોમાં સમર્પિત કરી દીધી છે. તમે મારા ઉપર વિશ્વાસપૂર્ણ પ્રેમ કરો. જે દિવસે મેં હંસોના મુખે વાત સાંભળી તે જ દિવસથી હું તમારા માટે વ્યાકુળ છું. તમારા માટે જ મેં રાજાઓની ભીડ એકઠી કરી છે. જો તમે મુજ દાસીની વિનંતી સ્વીકારશો નહિ તો હું ઝેર ખાઈને, આગમાં બળીને, પાણીમાં ડૂબીને કે ફાંસો ખાઈને તમારા માટે મરી જઈશ.''

રાજા નળે કહ્યું, ''જ્યારે મોટા-મોટા દેવો તમારા પ્રણયસંબંધની અભ્યર્થના કરે છે ત્યારે તમે મુજ મનુષ્યને કેમ પ્રેમ કરો છો? હું તો તે ઐશ્વર્યશાળી દેવોની ચરણરજ સમાન પણ નથી. તમે તમારું મન તેમનામાં જોડો. દેવોને અપ્રિય વર્તન કરવાથી માણસનું મૃત્યુ થઈ જાય છે. તમે મને બચાવી લો અને તેમને પસંદ કરી લો.'' નળની વાત સાંભળીને દમયંતી ગભરાઈ ગઈ. તેની બંને આંખોમાં આંસુ ઊભરાઈ આવ્યાં. તે કહેવા લાગી, ''હું બધા દેવોને પ્રણામ કરીને તમને જ પતિરૂપે પસંદ કરી રહી છું. આ હું સત્ય પ્રતિજ્ઞા લઉં છું.''* એ સમયે દમયંતીનું શરીર કંપી રહ્યું હતું, હાથ જોડાયેલા હતા.

રાજા નળે કહ્યું, ''ભલે, તો તમે એમ જ કરો. પણ એ તો બતાવો કે હું અહીં તેમનો દૂત બનીને સંદેશો પહોંચાડવા આવ્યો છું એનું શું?

---

* **देवेभ्योऽहं नमस्कृत्य सर्वेभ्यः पृथिवीपते ।**
**वृणे त्वामेव भर्तारं सत्यमेतद् ब्रवीमि ते ॥**
(મહાભારત : વનપર્વ - ૫૬/૧૪)

જો હું આ સમયે પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવા લાગું તો તે કેટલી ખરાબ વાત કહેવાય? હું પોતાનો સ્વાર્થ તો જ સાધી શકું, જો તે ધર્મની વિરુદ્ધ ન હોય. તમારે પણ એવું જ કરવું જોઈએ.'' દમયંતીએ ગદ્‌ગદિત સ્વરમાં કહ્યું, 'નરેશ્વર! આ માટે એક નિર્દોષ ઉપાય છે. તે પ્રમાણે કરવાથી તમને કોઈ દોષ લાગશે નહીં. તે ઉપાય એ છે કે તમે દેવોની સાથે સ્વયંવર-મંડપમાં આવો, હું તેમની સામે જ તમને વરી લઈશ. તેમ કરતાં તમને દોષ નહીં લાગે.''

હવે રાજા નળ દેવોની પાસે આવ્યા. દેવોએ પૂછ્યું ત્યારે તેમણે કહ્યું, ''હું તમારી આજ્ઞાથી દમયંતીના મહેલમાં ગયો. બહાર વૃદ્ધ ચોકીદારો પહેરો ભરી રહ્યા હતા, પરંતુ તેમણે તમારા પ્રભાવના કારણે મને જોયો નહિ. ફક્ત દમયંતી અને તેની સખીઓએ મને જોયો. તેઓ આશ્ચર્યમાં પડી ગઈ. મેં દમયંતી સમક્ષ તમારું વર્ણન કર્યું, પરંતુ તે તો તમને પસંદ નહિ કરીને મને જ વરવા માટે મક્કમ છે. તેણે કહ્યું છે કે 'બધા દેવો તમારી સાથે સ્વયંવરમાં આવે, હું તેમની સામે જ તમને વરી લઈશ. એમાં તમને દોષ નહિ લાગે.'★ મેં તમારી સામે બધી વાતો કહી દીધી. હવે અંતિમ પ્રમાણ તમે જ છો.''

રાજા ભીમે શુભ મુહૂર્તમાં સ્વયંવરનો સમય ગોઠવ્યો અને લોકોને કહેણ મોકલ્યું. બધા રાજાઓ પોતપોતાનાં નિવાસસ્થાનોમાંથી આવીને સ્વયંવર-મંડપમાં યથાયોગ્ય સ્થાને બેસવા લાગ્યા. આખી સભા રાજાઓથી ભરાઈ ગઈ. જ્યારે બધા લોકો પોતપોતાના સ્થાન પર બેસી ગયા ત્યારે સુંદરી દમયંતી પોતાના દેહલાવણ્યથી રાજાઓનાં મન અને નેત્રોને પોતાની તરફ આકર્ષિત કરતી રંગમંડપમાં આવી. રાજાઓનો પરિચય અપાવા લાગ્યો. દમયંતી એક-એકને જોઈને આગળ વધવા લાગી. આગળ એક જ જગ્યા ઉપર નળના જેવા આકાર અને વેશભૂષામાં પાંચ રાજાઓ

★ तेषामहं सन्निधौ त्वां वरयिष्यामि नैषध ।
एवं तव महाबाहो दोषो न भवितेति ह ॥
(મહાભારત : વનપર્વ - ૫૬/૩૦)

એકસાથે જ બેઠા હતા. દમયંતીને શંકા થવા લાગી, તે રાજા નળને ઓળખી ન શકી. તે જેની તરફ જોતી તે નળ લાગતો. એટલે વિચારવા લાગી કે 'હું દેવોને કેવી રીતે ઓળખું અને આ રાજા નળ છે તે કેવી રીતે જાણું?' તેને બહુ દુઃખ થયું. છેલ્લે દમયંતીએ એવો નિર્ણય લીધો કે દેવોના શરણમાં જવું જ યોગ્ય છે. તે હાથ જોડીને પ્રણામપૂર્વક સ્તુતિ કરવા લાગી, "હે દેવો! હંસોના મુખે નળનું વર્ણન સાંભળીને મેં તેમને પતિરૂપે પસંદ કરી લીધા છે. હું મનથી અને વાણીથી નળ સિવાય બીજા કોઈને પ્રેમ કરતી નથી. દેવોએ નૈષધરાય નળને જ મારા પતિ બનાવ્યા છે અને મેં નળની આરાધના માટે જ આ વ્રત આરંભ્યું છે. મારી આ સત્ય પ્રતિજ્ઞાના પ્રભાવે દેવો મને તેમને જ બતાવી દે.* હે ઐશ્વર્યશાળી દેવો! તમે પોતાનું રૂપ પ્રગટ કરી દો, જેથી હું પુણ્યશ્લોક રાજા નળને ઓળખી લઉં." દેવોએ દમયંતીનું આ આર્તરુદન સાંભળ્યું. તેનો દૃઢ નિશ્ચય, સાચો પ્રેમ, આત્મશુદ્ધિ, બુદ્ધિ, ભક્તિ અને નળ-પરાયણતા જોઈને દેવોએ તેને એવી શક્તિ આપી, કે જેનાથી તે દેવ અને મનુષ્યનો ભેદ સમજી શકે. દમયંતીએ જોયું કે દેવોના શરીર ઉપર પરસેવો નથી, પાંપણો ઢળતી નથી, તેમના ગળામાં રહેલી પુષ્પમાળા કરમાઈ નથી, શરીર ઉપર મેલ નથી, તેઓ સિંહાસન ઉપર બેઠા છે પણ તેમના પગ ધરતીને અડતા નથી અને તેમનો પડછાયો પડતો નથી.★ આ બાજુ નળના શરીરનો

---

* वाचा च मनसा चैव नमस्कारं प्रयुज्य सा ।
देवेभ्यः प्राञ्जलिर्भूत्वा वेपमानेदमब्रवीत् ॥
हंसानां वचनं श्रुत्वा यथा मे नैषधो वृतः ।
पतित्वे तेन सत्येन देवास्तं प्रदिशन्तु मे ॥
मनसा वचसा चैव यथा नाभिचराम्यहम् ।
तेन सत्येन विबुधास्तमेव प्रदिशन्तु मे ॥
(મહાભારત : વનપર્વ - ૫૭/૧૬-૧૮)

★ सापश्यद् विबुधान् सर्वानस्वेदान् स्तब्धलोचनान् ।
हृषितस्त्रग्रजोहीनान् स्थितानस्पृशतः क्षितिम् ॥
(મહાભારત : વનપર્વ - ૫૭/૨૪)

પડછાયો પડી રહ્યો છે, માળા કરમાઈ ગઈ છે, શરીર પર થોડીક ધૂળ અને પરસેવો પણ છે, પાંપણો બરાબર પલકી રહી છે અને તેઓ ધરતીને અડી રહેલા છે. દમયંતીએ આ લક્ષણોથી દેવો અને પુણ્યશ્લોક નળને ઓળખી લીધા. પછી ધર્મવિધિ અનુસાર નળને વરી લીધા. દમયંતીએ કંઈક સંકોચાઈને ઘૂમટો તાણ્યો અને નળના ગળામાં વરમાળા પહેરાવી દીધી. દેવો અને મહર્ષિઓ 'ધન્ય, ધન્ય' કહેવા લાગ્યા. રાજાઓમાં ઘોંઘાટ મચી ગયો.

રાજા નળે અત્યંત આનંદપૂર્વક દમયંતીનું અભિવાદન કર્યું. તેમણે



દમયંતીનો સ્વયંવર અને પરીક્ષા

કહ્યું, "હે કલ્યાણી! દેવો તારી સામે હોવા છતાં પણ તેમને નહિ વરીને તું મને વરી છે, તેથી તું મને પ્રેમપરાયણ પતિ માનજે. હું તારી વાત માનીશ. જ્યાં સુધી મારા શરીરમાં પ્રાણ રહેશે ત્યાં સુધી હું તને પ્રેમ કરીશ. આ હું તને પ્રતિજ્ઞાપૂર્વક સત્ય કહું છું." બંને પ્રેમથી એકબીજાનું અભિવાદન કરીને ઈન્દ્રાદિ દેવોના શરણમાં ગયાં. દેવો પણ ખૂબ પ્રસન્ન થયા. તેમણે નળને આઠ વરદાન આપ્યાં. ઈન્દ્રે કહ્યું, 'હે નળ! તને યજ્ઞમાં મારું દર્શન થશે અને ઉત્તમ ગતિ મળશે.'



વિવાહ બાદ દેવતાઓ દ્વારા વરદાન

અગ્નિએ કહ્યું, 'જ્યારે તું મને યાદ કરીશ ત્યારે હું પ્રગટ થઈશ અને મારા જેવાં જ દીપ્તિવંત લોક તને પ્રાપ્ત થશે.' યમરાજે કહ્યું, 'તારી બનાવેલી રસોઈ ઘણી મધુર હશે અને તું પોતાના ધર્મમાં દૃઢ રહીશ.' વરુણે કહ્યું, 'જ્યાં તું ઇચ્છીશ ત્યાં પાણી પ્રગટ થશે. તારી માળા ઉત્તમ સુવાસથી સભર રહેશે.'' આ રીતે બબ્બે વરદાન આપીને બધા દેવો પોતપોતાના લોકમાં ગયા. આમંત્રિત રાજાઓ પણ વિદાય થયા. ભીમે પ્રસન્ન થઈને દમયંતીનાં નળની સાથે વિધિપૂર્વક લગ્ન કર્યાં. રાજા નળ કેટલાક દિવસો વિદર્ભ દેશની રાજધાની કુંડિનપુરમાં રહ્યા. ત્યારબાદ ભીમની રજા લઈને તેઓ પોતાની પત્ની દમયંતી સાથે પોતાની રાજધાનીમાં પાછા આવ્યા. રાજા નળ પોતાની રાજધાનીમાં ધર્મ અનુસાર પ્રજાપાલન કરવા લાગ્યા. સાચે જ તેમના દ્વારા રાજા નામ સાર્થક થયું. તેમણે અશ્વમેધ વગેરે ઘણા યજ્ઞો કર્યા. વખત જતાં દમયંતીના ગર્ભથી ઇન્દ્રસેન નામના પુત્રનો અને ઇન્દ્રસેના નામની પુત્રીનો જન્મ થયો.



## કળિયુગનો દુષ્ટ ભાવ, દ્યૂતમાં નળની હાર અને દેશવટો

મહર્ષિ બૃહદશ્વ કહે છે -

હે યુધિષ્ઠિર! જે સમયે દમયંતીના સ્વયંવરમાંથી પાછા ફરીને ઇન્દ્ર વગેરે દેવો પોતપોતાના લોકમાં જઈ રહ્યા હતા તે સમયે તેમને રસ્તામાં જ કળિયુગ અને દ્વાપર મળી ગયા. ઇન્દ્રે પૂછ્યું, 'કેમ કળિયુગ! ક્યાં જઈ રહ્યો છે?' કળિયુગે કહ્યું, 'હું દમયંતીના સ્વયંવરમાં તેની સાથે લગ્ન કરવા જઈ રહ્યો છું.' ઇન્દ્રે હસીને કહ્યું, 'અરે, એ સ્વયંવર તો ક્યારનોય પૂરો થઈ ગયો. દમયંતીએ રાજા નળને વરી લીધા અને અમે બધા જોતા જ રહી ગયા.' કળિયુગે ક્રોધે ભરાઈને કહ્યું, 'ઓહ, તો તો ભારે અનર્થ થયો. તેણે દેવોની અવગણના કરીને મનુષ્યને અપનાવ્યો, તો તો તેને શિક્ષા થવી જ જોઈએ.' દેવોએ કહ્યું, ''દમયંતીએ અમારી આજ્ઞા મેળવી લઈને નળને વર્યા છે. ખરેખર નળ સર્વગુણસંપન્ન અને તેને યોગ્ય છે. તેઓ સકળ ધર્મોના મર્મજ્ઞ અને સદાચારી છે. તેમણે ઇતિહાસ-પુરાણો સહિત વેદોનું અધ્યયન કર્યું છે. તેઓ ધર્મ પ્રમાણે યજ્ઞમાં દેવોને તૃપ્ત કરે છે, ક્યારેય કોઈને પણ સતાવતા નથી. તેઓ સત્યનિષ્ઠ અને દૃઢનિશ્ચયી છે. તેમની નિપુણતા, ધીરજ, જ્ઞાન, તપ, પવિત્રતા, દમ અને શમ દેવોના જેવાં છે. તેમને શાપ આપવો એ તો નરકની ધગધગતી આગમાં પડવા જેવું છે.'' આમ કહીને દેવો ચાલ્યા ગયા.*

હવે કળિયુગે દ્વાપરને કહ્યું, ''ભાઈ! હું પોતાના ક્રોધનું શમન કરી શકતો નથી, તેથી હું નળના શરીરમાં વાસ કરીશ. હું તેને રાજ્યભ્રષ્ટ કરી દઈશ, તેથી તે દમયંતીની સાથે રહી શકશે નહીં. ત્યારે તું પણ જુગારના પાસામાં પ્રવેશીને મારી મદદ કરજે.'' દ્વાપરે તેની વાત માની લીધી. દ્વાપર અને કળિયુગ બંનેય નળની રાજધાનીમાં આવી વસ્યા.

---

* **एवंगुणं नलं यो वै कामयेच्छपितुं कले ।**
**कृच्छ्रे स नरके मज्जेदगाधे विपुले ह्रदे ।**
**एवमुक्त्वा कलिं देवा द्वापरं च दिवं ययुः ॥**

(મહાભારત : વનપર્વ - ૫૮/૧૨)

બાર વર્ષ સુધી તેઓ એ વાતની વાટ જોતા રહ્યા કે નળમાં કોઈ દોષ દેખાઈ જાય. એક દિવસ રાજા નળ સંધ્યા સમયે લઘુશંકાથી પરવારીને પગ ધોયા વગર જ આચમન કરીને સંધ્યા-વંદના કરવા બેસી ગયા. આ અપવિત્ર અવસ્થા જોઈને કળિયુગ તેમના શરીરમાં પ્રવેશી ગયો.* સાથે જ બીજું રૂપ ધારણ કરીને તે પુષ્કર પાસે ગયો અને બોલ્યો - 'તમે નળની સાથે જુગાર રમો અને મારી મદદથી જુગારમાં નળને જીતીને નિષધ દેશનું રાજ્ય મેળવી લો.' પુષ્કરે તેની વાત માની લીધી અને નળ પાસે ગયો. દ્વાપર પણ પાસાનું રૂપ લઈને તેમની સાથે થઈ ગયો. જ્યારે પુષ્કરે રાજા નળને વારંવાર જુગાર રમવા આગ્રહ કર્યો ત્યારે રાજા નળ દમયંતીની હાજરીમાં પોતાના ભાઈના વારંવારના પડકારને સહન કરી શક્યા નહીં. તેમણે એ જ સમયે દ્યૂત રમવાનો નિર્ણય કરી લીધો. એ વખતે નળના શરીરમાં કળિયુગ પ્રવેશેલો હતો તેથી રાજા નળ દાવમાં સોનું, ચાંદી, રથ, વાહન વગેરે જે કાંઈ લગાવતા તે હારી જવા લાગ્યા. પ્રજા અને મંત્રીઓએ અતિ વ્યાકુળતાપૂર્વક રાજા નળને મળીને જુગાર બંધ કરાવવા ઇચ્છ્યું અને તેઓ આવીને મહેલના દરવાજા સામે ઊભા રહી ગયા. તેમનો અભિપ્રાય જાણી દ્વારપાળ રાણી દમયંતી પાસે ગયો અને બોલ્યો કે, 'તમે મહારાજને નિવેદન કરો કે તમે ધર્મ અને અર્થના તત્ત્વજ્ઞ છો. તમારી સમસ્ત પ્રજા તમારું દુઃખ સહન નહિ થવાના કારણે હેતુપૂર્વક દરવાજે આવી ઊભી છે.' દમયંતી પોતે પણ દુઃખને લીધે દુર્બળ અને અચેત બનતી જતી હતી. તેણે આંસુભરી આંખે ગદ્ગદ સ્વરે મહારાજને નિવેદન કર્યું - 'હે સ્વામી! નગરની રાજભક્ત પ્રજા અને મંત્રીમંડળના સભ્યો તમને મળવા આવ્યાં છે અને ઉંબરે ઊભાં છે. તમે તેમને મળી લો.' પરંતુ નળ પોતાનામાં કળિયુગનો પ્રવેશ થવાને

* स नित्यमन्तरप्रेप्सुर्निषधेष्ववसच्चिरम् ।
अथास्य द्वादशे वर्षे ददर्श कलिरन्तरम् ॥
कृत्वा मूत्रमुपस्पृश्य संध्यामन्वास्त नैषधः ।
अकृत्वा पादयोः शौचं तत्रैनं कलिराविशत् ॥
(મહાભારત : વનપર્વ - ૫૯/૨-૩)

લીધે કાંઈ બોલ્યા નહીં. મંત્રીમંડળ અને પ્રજા શોકગ્રસ્ત થઈને પાછાં ગયાં. પુષ્કર અને નળ વચ્ચે કેટલાય મહિના જુગાર રમાતો રહ્યો અને રાજા નળ બરાબર હારતા ગયા. રાજા નળ જુગારમાં જે પાસા નાખતા તે બરાબર તેમની પ્રતિકૂળ જ પડતા હતા. બધું ધન હાથમાંથી ચાલ્યું ગયું. જ્યારે દમયંતીને આ વાતની ખબર પડી ત્યારે તેણે બૃહત્સેના નામની ધાય મારફતે રાજા નળના સારથિ વાર્ષ્ણેયને બોલાવ્યો અને તેને



**કળિના પ્રભાવથી નળનું જુગારમાં રાજપાટ હારવું**

કહ્યું, ''ભાઈ સારથિ! તું રાજાનો પ્રીતિપાત્ર છે. હવે એ વાત તારાથી છાની નથી કે મહારાજ ઘણા મોટા સંકટમાં મુકાઈ ગયા છે. તેથી તું રથને ઘોડા જોડી દે અને મારાં બંને બાળકોને રથમાં બેસાડીને કુંડિનનગરમાં લઈ જા. તું રથ અને ઘોડાઓને પણ ત્યાં જ છોડી દેજે. તારી ઇચ્છા હોય તો ત્યાં રહેજે, નહિતર કોઈ બીજી જગ્યાએ ચાલ્યો જજે.'' સારથિએ દમયંતીના કહેવા પ્રમાણે મંત્રીઓ સાથે વિચારણા કરીને બાળકોને કુંડિનપુર પહોંચાડ્યાં, રથ અને ઘોડા પણ ત્યાં છોડી દીધા અને પોતે ત્યાંથી પગપાળા ચાલીને અયોધ્યા ગયો અને રાજા ઋતુપર્ણને ત્યાં સારથિનું કામ કરવા લાગ્યો.

વાર્ષ્ણેય સારથિના ચાલ્યા ગયા પછી પુષ્કરે પાસાની રમતમાં રાજા નળનું રાજ્ય અને ધન જીતી લીધું. તેણે નળને સંબોધીને હસતાં હસતાં કહ્યું, 'હજી જુગાર રમવો છે? પરંતુ તારી પાસે દાવ પર મૂકવા માટે કાંઈ છે જ નહિ. જો તું દમયંતીને દાવ પર મૂકવાનું યોગ્ય સમજે તો રમી શકે!' નળનું હૃદય ફાટવા લાગ્યું. તેમણે પુષ્કરને કાંઈ પણ કહ્યું નહીં. તેમણે પોતાના શરીર પરથી બધાં વસ્ત્રાભૂષણો ઉતારી નાખ્યાં અને ફક્ત એક વસ્ત્ર પહેરીને નગરની બહાર નીકળ્યા. દમયંતીએ પણ ફક્ત એક સાડી પહેરીને પોતાના પતિનું અનુગમન કર્યું. નળના મિત્રો અને સંબંધીઓને બહુ દુઃખ થયું. નળ અને દમયંતી બંને નગરની બહાર ત્રણ રાત સુધી રહ્યાં. પુષ્કરે નગરમાં ઢંઢેરો પિટાવ્યો કે જે માણસ નળ પ્રત્યે સહાનુભૂતિ દાખવશે તેને ફાંસીની સજા આપવામાં આવશે. ભયનાં માર્યાં નગરનાં લોકો પોતાના રાજા નળનો સત્કાર સુદ્ધાં કરી શક્યાં નહીં. રાજા નળ ત્રણ રાત-દિવસ સુધી પોતાના નગરની નજીક ફક્ત પાણી પીને રહ્યા. ચોથા દિવસે તેમને ઘણી ભૂખ લાગી. બંને જણે ફળ-કંદમૂળ ખાધાં, પછી ત્યાંથી આગળ વધ્યાં.

એક દિવસ રાજા નળે જોયું કે ઘણાં પંખી તેમની પાસે જ બેઠાં છે. તેમની પાંખો સોનાની જેમ ચમકી રહી છે. નળે વિચાર્યું કે આમની પાંખોથી કાંઈક ધન મળશે. આવું વિચારીને તેમને પકડવા માટે નળે તેમના પર પોતાનું પહેરેલું કપડું નાખ્યું. પંખી તેમનું વસ્ત્ર લઈને ઊડી

ગયાં. હવે નળ નિર્વસ્ત્ર થઈને ઘણી લાચારીથી મોઢું નીચું રાખી ઊભા રહ્યા. પંખીઓએ કહ્યું, 'હે દુર્બુદ્ધિ! તું નગરમાંથી એક વસ્ત્ર પહેરીને નીકળ્યો હતો એ જોઈને અમને દુઃખ થયું હતું. લે, હવે અમે તારા શરીર પરનું વસ્ત્ર લઈ જઈએ છીએ. અમે પંખી નથી, જુગારના પાસાઓ છીએ.' નળે દમયંતીને પાસાની વાત કહી સંભળાવી.



પક્ષીઓ દ્વારા નળનાં વસ્ત્રોનું હરણ

ત્યાર પછી નળે કહ્યું, ''પ્રિયા! તું જોઈ શકે છે કે અહીં ઘણા રસ્તાઓ છે - એક અવંતી તરફ જાય છે, બીજો ઋક્ષવાન પર્વત પર થઈને દક્ષિણ દેશમાં. સામે વિંધ્યાચળ પર્વત છે. આ પયોષ્ણી નદી સમુદ્રમાં મળે છે. આ મહર્ષિઓના આશ્રમ છે. સામેનો રસ્તો વિદર્ભ દેશમાં જાય છે. આ કોશલ દેશનો રસ્તો છે.'' આ રીતે રાજા નળ દુઃખ અને વિષાદથી બહુ સાવચેતીપૂર્વક દમયંતીને જુદાજુદા રસ્તા અને આશ્રમ બતાવવા લાગ્યા. દમયંતીની આંખો ભરાઈ આવી. તે ગદ્‌ગદ સ્વરે કહેવા લાગી, ''સ્વામી! તમે શું વિચારી રહ્યા છો? મારાં અંગ શિથિલ થઈ રહ્યાં છે અને મારું હૃદય ખિન્ન થઈ રહ્યું છે. તમારું રાજ્ય ગયું, ધન ગયું, તમારા શરીર પર વસ્ત્ર પણ રહ્યું નહીં. તમે થાક્યાપાક્યા તથા ભૂખ્યાતરસ્યા છો; શું હું તમને આ નિર્જન જંગલમાં છોડીને એકલી ક્યાંય જઈ શકું? હું તમારી સાથે રહીને તમારાં દુઃખ દૂર કરીશ. દુઃખના પ્રસંગે પત્ની પુરુષ માટે ઔષધ છે. તે ધીરજ આપીને પતિનું દુઃખ ઓછું કરે છે. આ વાત વેદો પણ સ્વીકારે છે.'' નળે કહ્યું, ''પ્રિયા! તારું કહેવું બરાબર છે. પત્ની મિત્ર છે, પત્ની ઔષધ છે. પરંતુ હું તને ત્યજવા નથી ઇચ્છતો. તું આવી શંકા કેમ કરે છે?'' દમયંતી બોલી - ''તમે મને ત્યજવા નથી ઇચ્છતા, તો પછી વિદર્ભ દેશનો રસ્તો કેમ બતાવો છો? મને અચૂક વિશ્વાસ છે કે તમે મારો ત્યાગ કરી શકો નહીં, તેમ છતાં આ સમયે તમારું મન અવળું થઈ ગયું છે, તેથી આવી શંકા કરું છું. તમે રસ્તા બતાવો છો તેથી મારું મન વ્યથિત થાય છે. જો તમે મને મારા પિતાના અથવા કોઈ સંબંધીના ઘરે મોકલવા માગો છો તો બરાબર છે, આપણે બંને સાથે જ જઈએ. મારા પિતા તમારું સ્વાગત કરશે. તમે ત્યાં સુખેથી રહેજો.'' નળે કહ્યું, ''પ્રિયા! તારા પિતા રાજા છે અને હું પણ ક્યારેક રાજા હતો. આ સમયે હું સંકટમાં મુકાઈને તેમની પાસે નહિ જાઉં.'' રાજા નળ દમયંતીને સમજાવવા લાગ્યા. ત્યારબાદ તે બંને એક જ વસ્ત્રથી શરીર ઢાંકીને જંગલમાં આમતેમ ફરતાં રહ્યાં. ભૂખ-તરસથી વ્યાકુળ થઈને બંને એક ધર્મશાળામાં ગયાં અને ત્યાં રોકાઈ ગયાં.



# નળનો દમયંતી-ત્યાગ, દમયંતીને મુશ્કેલીઓમાંથી બચતાં દિવ્ય ઋષિઓનાં દર્શન અને રાજા સુબાહુના મહેલમાં નિવાસ

બૃહદશ્વજી કહે છે -

યુધિષ્ઠિર! તે સમયે રાજા નળના શરીર પર વસ્ત્ર નહોતું. વધુ તો શું, જમીન પર પાથરવા માટે કંતાન પણ ન હતું. શરીર ધૂળથી લથરપથર થયેલું હતું. ભૂખ-તરસની વેદના જુદી જ હતી. રાજા નળ જમીન ઉપર જ સૂઈ ગયા. દમયંતીના જીવનમાં પણ ક્યારેય આવી પરિસ્થિતિ આવી ન હતી. તે કોમળ સ્ત્રી પણ ત્યાં સૂઈ ગઈ. દમયંતીના સૂઈ ગયા પછી રાજા નળની નિદ્રા તૂટી. સાચી વાત તો એ હતી કે તેઓ દુઃખ અને શોકની અતિશયતાના કારણે નિરાંતે સૂઈ પણ શકતા ન હતા. આંખ ઉઘાડ્યા પછી તેમની સામે રાજ્ય ઝૂંટવાઈ ગયાનું, સગાંસંબંધીઓ છોડી ગયાનું, પંખીઓ વસ્ત્રને લઈને ઊડી ગયાનું વગેરે દશ્યો એક એક કરીને આવવાં લાગ્યાં. તેઓ વિચારવા લાગ્યા કે 'દમયંતી મને ખૂબ પ્રેમ કરે છે. પ્રેમના કારણે જ તે આટલું દુઃખ પણ સહી રહી છે. જો હું તેને છોડીને ચાલ્યો જઈશ તો તે પોતાના પિતાના ઘરે ચાલી જશે. મારી સાથે તો તેણે દુઃખ જ દુઃખ ભોગવવું પડશે. જો હું તેને છોડીને ચાલ્યો જાઉં તો શક્ય છે કે તેને સુખ મળે પણ ખરું.' અંતે રાજા નળે એવો નિર્ણય કર્યો કે દમયંતીને છોડીને ચાલ્યા જવામાં જ ભલાઈ છે. દમયંતી સાચી પતિવ્રતા છે. કોઈ પણ તેના સતીવ્રતનો ભંગ કરી શકે તેમ નથી.* આ રીતે ત્યજવાનો નિર્ણય કરીને અને સતીત્વ બાબતે નિશ્ચિન્ત થઈને રાજા નળે એવું વિચાર્યું કે 'હું નગ્ન છું અને દમયંતીના શરીર ઉપર પણ ફક્ત એક જ વસ્ત્ર છે; તો પછી તેના વસ્ત્રમાંથી અડધું ફાડી લેવું એ જ શ્રેયસ્કર છે. પરંતુ ફાડું કઈ રીતે? કદાચ તે જાગી જાય તો?' તેઓ ધર્મશાળામાં

---

* **न चैषा तेजसा शक्या कैश्चिद् धर्षयितुं पथि।**
**यशस्विनी महाभागा मद्भक्तेयं पतिव्रता॥**

(મહાભારત : વનપર્વ - ૬૨/૧૪)

આમતેમ ફરવા લાગ્યા. તેમની નજર એક મ્યાન વગરની તલવાર ઉપર પડી. રાજા નળે તેને ઉઠાવી લીધી અને ધીમેથી દમયંતીનું અડધું વસ્ત્ર ફાડી લઈને પોતાનું શરીર ઢાંકી લીધું. દમયંતી ઊંઘમાં હતી. રાજા નળ તેને છોડીને ચાલી નીકળ્યા. થોડીવાર પછી જ્યારે તેમનું હૃદય શાંત થયું



નળ દ્વારા દમયંતીનો ત્યાગ

ત્યારે તેઓ ધર્મશાળામાં પાછા આવ્યા અને દમયંતીને જોઈને રડવા લાગ્યા. તેઓ વિચારવા લાગ્યા કે 'આજ સુધી મારી પ્રાણપ્રિયા અંતઃપુરના પડદામાં રહેતી હતી, તેને કોઈ અડી પણ શકતું ન હતું. આજે તે અનાથની જેમ અડધું વસ્ત્ર પહેરીને ધૂળમાં સૂતી છે. તે મારા વગર દુઃખી થઈને વનમાં કેમ ફરશે? પ્રિયા! તું ધર્માત્મા છે; એટલે આદિત્ય, વસુ, રુદ્ર, અશ્વિનીકુમાર અને પવનદેવતા તારી રક્ષા કરો.' એ સમયે રાજા નળનું હૃદય દુઃખનું માર્યું ફાટી રહ્યું હતું, તેઓ હીંચકાની જેમ વારંવાર ધર્મશાળાની બહાર જતા અને ફરી પાછા આવતા હતા. શરીરમાં કળિયુગનો વાસ હોવાથી બુદ્ધિ નષ્ટ થઈ હતી, તેથી અંતે તેઓ પોતાની પ્રાણપ્રિયા પત્નીને વનમાં એકલી છોડીને ત્યાંથી ચાલ્યા ગયા.

જ્યારે દમયંતીની નિદ્રા તૂટી ત્યારે તેણે જોયું કે રાજા નળ ત્યાં નથી. તે શંકાકુશંકાથી વિહ્વળ થઈને બૂમો પાડવા લાગી - ''મહારાજ! સ્વામી! મારા સર્વસ્વ! તમે ક્યાં છો? હું એકલી ડરી રહી છું, તમે ક્યાં ગયા? બસ, હવે વધુ મજાક ન કરો. મારા કઠોર સ્વામી! મને કેમ ડરાવો છો? જલદી દર્શન આપો. હું તમને જોઈ રહી છું. લો, આ જોયા. વેલીઓની આડશમાં સંતાઈને ચૂપ કેમ ઊભા છો? હું દુઃખમાં આટલો વિલાપ કરી રહી છું અને તમે મારી પાસે આવીને ધીરજ પણ આપતા નથી? સ્વામી! મને પોતાનું અથવા બીજા કોઈનું દુઃખ નથી. મને ફક્ત એટલી જ ચિંતા છે કે તમે આ ગાઢ જંગલમાં એકલા કેવી રીતે રહેશો? હા, નાથ! નિર્મળ ચિત્તના તમારી જે મનુષ્યે આ દશા કરી છે તે તમારાથી પણ વધારે દુર્દશાને પ્રાપ્ત થઈને હંમેશાં દુઃખી જીવન વિતાવો.''* દમયંતી આ રીતે વિલાપ

---

* **न शोचाम्यहमात्मानं न चान्यदपि किञ्चन।**
**कथं नु भवितास्येक इति त्वां नृप शोचिमि॥**
**यस्याभिशापाद् दुःखार्तो दुःखं विन्दति नैषधः।**
**तस्य भूतस्य नो दुःखाद् दुःखमप्यधिकं भवेत्॥**
**अपापचेतसं पापो य एवं कृतवान् नलम्।**
**तस्माद् दुःखतरं प्राप्य जीवत्वसुखजीविकाम्॥**
(મહાભારત : વનપર્વ - ૬૩/૧૧, ૧૬-૧૭)

કરતી આમતેમ દોડવા લાગી. તે પાગલ જેવી બનીને આમતેમ રખડતી એક અજગર પાસે જઈ પહોંચી. શોકગ્રસ્ત હોવાને લીધે તેને આ વાતની ખબર પણ ન પડી. અજગર દમયંતીને ગળવા લાગ્યો. તે વખતે પણ દમયંતીના ચિત્તમાં પોતાની નહિ, રાજા નળની જ ચિંતા હતી કે તેઓ એકલા કેવી રીતે રહેશે? તે પોકારવા લાગી - ‘‘સ્વામી! મને અનાથને આ અજગર ગળી રહ્યો છે, તમે મને છોડાવવા કેમ દોડી આવતા નથી?’’ દમયંતીનો અવાજ એક શિકારીના કાને પડ્યો. તે ત્યાં જ ફરતો હતો. તે ત્યાં દોડી આવ્યો અને દમયંતીને અજગર ગળી રહ્યો છે એ જોઈને તેણે પોતાના ધારદાર શસ્ત્રથી અજગરનું મોઢું ચીરી નાખ્યું. તેણે દમયંતીને છોડાવીને સ્નાન કરાવ્યું, આશ્વાસન આપીને ભોજન



વ્યાધ દ્વારા દમયંતીની પ્રાણરક્ષા

કરાવ્યું. દમયંતીને થોડીક શાંતિ થઈ. શિકારીએ પૂછ્યું, ''સુંદરી! તું કોણ છે? કયા સંકટમાં પડીને કયા હેતુથી અહીં આવી છે?'' દમયંતીએ શિકારીને પોતાની વીતકકથા કહી. દમયંતીની સુંદરતા, વાક્છટા અને મનોહરતા જોઈને શિકારી કામમોહિત થઈ ગયો. તે મીઠીમીઠી વાતો કરીને દમયંતીને પોતાના વશમાં કરવાની કોશિશ કરવા લાગ્યો. દમયંતી દુષ્ટાત્મા શિકારીના મનનો ભાવ જાણીને ગુસ્સાના આવેશથી સળગી ઊઠી. દમયંતીએ શિકારીના બળાત્કારના પ્રયત્નને રોકવા માગ્યો, પરંતુ જ્યારે તે કોઈ પણ રીતે માન્યો નહિ ત્યારે તેણે શાપ દઈ દીધો -



**સતી દમયંતી દ્વારા વ્યાધને શાપ**

"જો મેં નૈષધનરેશ રાજા નળ સિવાય બીજા કોઈ પુરુષનું મનથી પણ ચિંતન કર્યું ન હોય તો આ પાપી તુચ્છ શિકારી મરણ પામીને જમીન ઉપર ઢળી પડો."* દમયંતીના મોંમાંથી આવા શબ્દો નીકળતાં જ શિકારીનું પ્રાણપંખેરું ઊડી ગયું, તે બળેલા ઠૂંઠાની જેમ ધરતી પર ઢળી પડ્યો.

શિકારીનું મરણ થયા બાદ દમયંતી રાજા નળને શોધતી શોધતી એક નિર્જન અને ભયંકર વનમાં જઈ પહોંચી. ઘણાબધા પર્વતો, નદી, નાળાં, જંગલ, હિંસક પશુ, પિશાચ વગેરેને જોતી અને વિરહની ઘેલછામાં તેમને રાજા નળની ભાળ પૂછતી તે ઉત્તર દિશામાં આગળ વધી. ત્રણ દિવસ અને ત્રણ રાત્રિ વીત્યા પછી દમયંતીએ જોયું કે સામે જ એક મોટું સુંદર તપોવન છે. તે આશ્રમમાં વસિષ્ઠ, ભૃગુ અને અત્રિ જેવા મિતાહારી, સંયમી, પવિત્ર, જિતેન્દ્રિય અને તપસ્વી ઋષિઓ નિવાસ કરી રહ્યા છે. તેઓ વૃક્ષોની છાલ અથવા મૃગચર્મ ધારણ કરેલા હતા. દમયંતીને કાંઈક ધીરજ મળી. તેણે આશ્રમમાં જઈને ખૂબ નમ્રતાથી તપસ્વી ઋષિઓને પ્રણામ કર્યા અને હાથ જોડીને ઊભી રહી ગઈ. ઋષિઓએ 'સ્વાગત છે' એમ કહીને દમયંતીનો સત્કાર કર્યો અને બોલ્યા - 'બેસો. અમે તમારું શું કામ કરીએ?' દમયંતીએ ભદ્ર સ્ત્રીની જેમ પૂછ્યું, 'તમારી તપસ્યા, અગ્નિ, ધર્મ, પશુ-પક્ષી વગેરે ક્ષેમકુશળ તો છે ને? તમારા ધર્માચરણમાં કોઈ વિઘ્ન તો નથી આવી પડતું ને?' ઋષિઓએ કહ્યું, 'કલ્યાણી! અમે તો બધી રીતે ક્ષેમકુશળ છીએ. તમે કોણ છો? કયા હેતુથી અહીં આવ્યાં છો? અમને બહુ આશ્ચર્ય થઈ રહ્યું છે. શું તમે વન, પર્વત, નદીનાં અધિષ્ઠાત્રી દેવી છો?' દમયંતીએ કહ્યું, "મહાત્માઓ! હું કોઈ દેવી-દેવતા નથી, એક

---

* **यद्यहं नैषधादन्यं मनसापि न चिन्तये।**
**तथायं पततां क्षुद्रो परासुर्मृगजीवनः॥**
(મહાભારત : વનપર્વ - ૬૩/૩૮)

મનુષ્ય-સ્ત્રી છું. હું વિદર્ભનરેશ રાજા ભીમની પુત્રી છું. બુદ્ધિમાન, યશસ્વી અને વીર-વિજયી નૈષધનરેશ મહારાજ નળ મારા પતિ છે. કપટી જુગારના નિષ્ણાત અને દુષ્ટાત્મા પુરુષોએ મારા ધર્માત્મા પતિને જુગાર રમવા પ્રોત્સાહિત કરીને તેમનું રાજ્ય અને ધન લઈ લીધું છે. હું તેમની પત્ની દમયંતી છું. સંજોગવશાત્ તેઓ મારાથી વિખૂટા પડી ગયા છે. હું એ જ રણબંકા, શસ્ત્રવિદ્યાકુશળ અને મહાત્મા પતિદેવને શોધવા વન-વન ભટકી રહી છું. જો હું તેમને સત્વરે જોવા નહિ પામું તો જીવી શકીશ નહિ. તેમના વગર મારું જીવન નિષ્ફળ છે. વિયોગના દુઃખને હું ક્યાં સુધી સહી શકીશ?'' તપસ્વીઓએ કહ્યું, ''કલ્યાણી! અમે અમારી તપઃશુદ્ધ દૃષ્ટિથી જોઈ રહ્યા છીએ કે તમને આગળ ઉપર ખૂબ સુખ મળશે અને થોડા જ દિવસોમાં રાજા નળનું દર્શન થશે.* ધર્માત્મા નિષધનરેશ થોડા જ દિવસોમાં સઘળાં દુઃખોથી છુટકારો મેળવીને સંપત્તિશાળી નિષધ દેશ પર રાજ્ય કરશે. તેમના દુશ્મનો ભયભીત થશે, મિત્રો સુખી થશે અને કુટુંબીઓ તેમને પોતાની વચ્ચે જોઈને આનંદિત થશે.'' આમ કહીને તે બધા તપસ્વીઓ પોતાના આશ્રમ સહિત અંતર્ધાન થઈ ગયા. આ આશ્ચર્યજનક ઘટના જોઈને દમયંતી વિસ્મય પામી. તે વિચારવા લાગી - 'અહો! મેં આ સ્વપ્ન જોયું કે શું? આ કેવી ઘટના બની ગઈ!' એ તપસ્વીઓ, આશ્રમ, પાવન જળની નદી, ફળ-ફૂલોથી હર્યાં-ભર્યાં વૃક્ષો ક્યાં ગયાં?' દમયંતી ફરી પાછી ઉદાસ થઈ ગઈ, તેનું મુખ કરમાઈ ગયું.

ત્યાંથી ચાલીને, વિલાપ કરતી કરતી દમયંતી એક અશોકવૃક્ષ પાસે પહોંચી. તેની આંખોમાંથી ટપ-ટપ આંસુ ટપકી રહ્યાં હતાં. તેણે અશોકવૃક્ષને ગદ્ગદ સ્વરે કહ્યું, ''હે શોકરહિત અશોક! તું મારો શોક

---

* **उदर्कस्तव कल्याणि कल्याणो भविता शुभे।**
**वयं पश्याम तपसा क्षिप्रं द्रक्ष्यसि नैषधम्॥**
(મહાભારત : વનપર્વ - ૬૪/૯૨)

દૂર કર. શું તેં ક્યાંય રાજા નળને શોકરહિત જોયા છે? અશોક! તું પોતાના શોકનાશક નામને સાર્થક કર.'' દમયંતીએ અશોકની પ્રદક્ષિણા કરી અને આગળ વધી. ભયંકર વનમાં અનેક વૃક્ષો, ગુફાઓ, પર્વતોનાં શિખરો અને નદીઓની આસપાસ પોતાના પતિદેવને શોધતી શોધતી દમયંતી ઘણી દૂર નીકળી ગઈ. ત્યાં તેણે જોયું કે ઘણા બધા હાથી, ઘોડા અને રથો સાથે વેપારીઓનો એક સમુદાય આગળ વધી રહ્યો છે. વેપારીઓના અગ્રણી સાથે વાતચીત કરીને અને આ વેપારીઓ રાજા સુબાહુના રાજ્ય ચેદિ દેશમાં જઈ રહ્યા છે એવું જાણીને દમયંતી તેમની સાથે થઈ ગઈ. તેના મનમાં પોતાના પતિનાં દર્શન કરવાની લાલસા વધતી જ જતી હતી. કેટલાક દિવસો સુધી ચાલ્યા પછી તે વેપારીઓ એક ભયંકર વનમાં પહોંચ્યા. ત્યાં એક ઘણું જ સુંદર સરોવર હતું. લાંબી મુસાફરીના કારણે બધા લોકો થાકી ગયા હતા તેથી તે લોકોએ ત્યાં જ પડાવ નાખ્યો. વેપારીઓનું નસીબ પ્રતિકૂળ હતું. રાતના સમયે જંગલી હાથીઓ વેપારીઓના હાથીઓ પર તૂટી પડ્યા અને તેમની ભાગદોડમાં બધા જ વેપારીઓ નષ્ટભ્રષ્ટ થઈ ગયા. શોરબકોર સાંભળીને દમયંતીની ઊંઘ ઊડી ગઈ. તે આ મહાસંહારનું દૃશ્ય જોઈને બેબાકળી બની ગઈ. તેણે ક્યારેય આવી ઘટના જોઈ ન હતી. તે ગભરાઈને ત્યાંથી ભાગી છૂટી અને જ્યાં થોડાક બચેલા માણસો ઊભા હતા ત્યાં જઈ પહોંચી. ત્યારબાદ દમયંતી તે વેદપાઠી અને સંયમી બ્રાહ્મણો કે જેઓ આ મહાસંહારથી બચી ગયા હતા તેમની સાથે શરીર પર અડધું વસ્ત્ર પહેરેલી ચાલવા લાગી અને સાંજના સમયે ચેદિનરેશ રાજા સુબાહુની રાજધાનીમાં જઈ પહોંચી.

જે સમયે દમયંતી રાજધાનીના રાજમાર્ગ પર ચાલી રહી હતી, ત્યારે તેને જોઈને નાગરિકો એમ સમજ્યા કે આ કોઈ ગાંડી સ્ત્રી છે. નાનાં-નાનાં બાળકો તેની પાછળ લાગી ગયાં. દમયંતી રાજમહેલ પાસે જઈ પહોંચી. એ સમયે રાજમાતા રાજમહેલના ઝરુખામાં બેઠેલી

હતી. તેમણે બાળકોથી ઘેરાયેલી દમયંતીને જોઈને દાસીને કહ્યું કે "અલી! જો તો, આ સ્ત્રી બહુ દુ:ખી જણાય છે. પોતાના માટે કોઈ આશ્રય શોધી રહી છે. બાળકો એને સંતાપી રહ્યાં છે. તું જા, તેને મારી પાસે લઈ આવ. આ સ્ત્રી સુંદર તો એટલી છે કે, જાણે મારા મહેલને પણ ઉજાળશે." દાસીએ આજ્ઞાપાલન કર્યું. દમયંતી રાજમહેલમાં આવી ગઈ. રાજમાતાએ દમયંતીનું સુંદર શરીર જોઈને પૂછ્યું, "દેખાવમાં તો તું દુ:ખી જણાય છે, છતાંય તારું શરીર આટલું તેજસ્વી




જંગલી હાથીઓનો આતંક

કેમ છે? જણાવ, તું કોણ છે? કોની પત્ની છે? નિઃસહાય સ્થિતિમાં પણ કોઈથી બીતી કેમ નથી?'' દમયંતીએ કહ્યું, ''હું એક પતિવ્રતા સ્ત્રી છું. હું છું તો કુળવાન, પરંતુ દાસીનું કામ કરું છું. અંતઃપુરમાં રહી ચૂકી છું. હું ક્યાંય પણ રહી શકું છું. ફળ-કંદમૂળ ખાઈને દિવસ વિતાવી દઉં છું. મારા પતિદેવ ઘણા ગુણિયલ છે અને મને પ્રેમ પણ ખૂબ કરે છે. મારા દુર્ભાગ્યની વાત છે કે તેઓ મારા કોઈ અપરાધ વગર જ રાતના સમયે મને સૂતેલી મૂકીને કોણ જાણે ક્યાં ચાલ્યા ગયા છે. હું રાત-દિવસ પોતાના પ્રાણનાથને શોધી રહી છું અને તેમના



રાજમાતા દ્વારા દમયંતીને આશ્રય

વિયોગમાં બળી રહી છું.'' આટલું કહેતાં-કહેતાં દમયંતીની આંખોમાં આંસુ ઊભરાઈ આવ્યાં, તે રડવા લાગી. દમયંતીના દુઃખભર્યા વિલાપથી રાજમાતાનું હૃદય ભરાઈ આવ્યું. તેઓ કહેવા લાગ્યાં, ''કલ્યાણી! મને તારી પર સ્વાભાવિક જ પ્રેમ થઈ રહ્યો છે. તું મારી પાસે રહે. હું તારા પતિને શોધવાની વ્યવસ્થા કરીશ. જ્યારે તેઓ આવે ત્યારે તું તેમને અહીં મળજે.'' દમયંતીએ કહ્યું, ''માતાજી! હું એક શરતે તમારા ઘરે રહી શકું છું. હું ક્યારેય એઠું નહિ ખાઉં, કોઈના પગ નહિ ધોઉં અને પર-પુરુષની સાથે કોઈ પણ પ્રકારની વાતચીત નહિ કરું. જો કોઈ પુરુષ મારી સાથે કુચેષ્ટા કરશે તો તેને સજા કરવી પડશે. વારંવાર એવું કરશે તો તેને દેહાંતદંડ પણ આપવો પડશે. હું પોતાના પતિને શોધવા માટે બ્રાહ્મણો સાથે વાતચીત કરતી રહીશ. જો તમે મારી આ શરત સ્વીકારો તો હું રહી શકું છું, નહિતર નહિ.''* દમયંતીના નિયમો સાંભળીને રાજમાતા અત્યંત પ્રસન્ન થયાં અને તેમણે કહ્યું કે 'એમ જ થશે.' ત્યારબાદ તેમણે પોતાની દીકરી સુનંદાને બોલાવી અને કહ્યું કે 'દીકરી! જો, આ દાસીને દેવી સમજજે. ઉંમરમાં તારા જેવડી છે, તેને સખીની જેમ રાજમહેલમાં રાખજે અને પ્રસન્નતાપૂર્વક તેનું મનોરંજન કરતી રહેજે.' સુનંદા ખુશ થતી થતી દમયંતીને પોતાના મહેલમાં લઈ ગઈ. દમયંતી પોતાની ઈચ્છાનુસાર નિયમોનું પાલન કરતી રહીને મહેલમાં રહેવા લાગી.



* उच्छिष्टं नैव भुञ्जीयां न कुर्यां पादधावनम्।
न चाहं पुरुषानन्यान् प्रभाषेयं कथञ्चन॥
प्रार्थयेद् यदि मां कश्चिद् दण्ड्यस्ते स पुमान् भवेत्।
वध्यश्च तेऽसकृन्मन्द इति मे व्रतमाहितम्॥
भर्तुरन्वेषणार्थं तु पश्येयं ब्राह्मणानहम्।
यद्येवमिह वत्स्यामि त्वत्सकाशे न संशयः॥
(મહાભારત : વનપર્વ - ૬૫/૬૮-૭૦)

# નળનું રૂપ બદલવું, ઋતુપર્ણને ત્યાં સારથિ થવું, ભીમ દ્વારા નળ-દમયંતીની શોધ અને દમયંતીનું મળવું

બૃહદશ્વજીએ કહ્યું -

યુધિષ્ઠિર! જે સમયે રાજા નળ દમયંતીને સૂતી મૂકીને આગળ વધ્યા તે સમયે જંગલમાં દાવાનળ સળગી રહ્યો હતો. નળ કંઈક અચકાઈ ગયા. તેમના કાને અવાજ આવ્યો - 'રાજા નળ! જલદી દોડો. મને બચાવો.' નળે કહ્યું, 'ડરશો નહિ.' તેઓ દોડીને દાવાનળમાં ઘૂસ્યા અને જોયું કે નાગરાજ કર્કોટક કુંડળી બાંધીને પડેલો છે. તેણે હાથ જોડીને નળને કહ્યું, ''હે રાજન્! હું કર્કોટક નામનો સાપ છું. મેં તેજસ્વી ઋષિ નારદને દગો દીધો હતો તેથી તેમણે શાપ આપ્યો છે કે 'જ્યાં સુધી રાજા નળ તને ઉઠાવે નહિ ત્યાં સુધી તું અહીં પડ્યો રહે. તેમના ઉઠાડવાથી તું શાપથી છુટકારો મેળવીશ.' તે શાપના કારણે અહીંથી એક ડગલું પણ હાલી-ચાલી શકતો નથી. તમે શાપથી મારું રક્ષણ કરો. હું તમને લાભની વાત જણાવીશ અને તમારો મિત્ર બની જઈશ. મારા વજનથી ડરશો નહિ. હું હમણાં જ હલકો થઈ જાઉં છું.'' તે અંગૂઠા જેવડો થઈ ગયો. નળ તેને ઉઠાવીને દાવાનળમાંથી બહાર લઈ આવ્યા. કર્કોટકે કહ્યું, 'રાજન્! તમે મને હમણાં ધરતી પર મૂકશો નહિ. કેટલાંક ડગલાં ગણતરી કરતા કરતા ચાલો.' રાજા નળે જ્યારે ધરતી પર દસમું ડગલું ભર્યું અને કહ્યું 'દસ', તે ટાણે જ કર્કોટક નાગે તેમને દંશ દીધો. તેનો નિયમ હતો કે જ્યારે કોઈ 'દસ' અર્થાત્ 'ડસ' કહેતું ત્યારે તે ડસતો, નહિતર નહિ. કર્કોટકના ડસતાં જ નળનું પહેલાંનું રૂપ બદલાઈ ગયું અને કર્કોટક મૂળ રૂપમાં આવી ગયો. આશ્ચર્યચકિત નળને તેણે કહ્યું, ''હે રાજન્! તમને કોઈ ઓળખી શકે નહિ એટલા માટે મેં તમારું રૂપ બદલી નાખ્યું છે. કલિયુગે

તમને બહુ દુઃખ આપ્યું છે. હવે મારા ઝેરથી તે તમારા શરીરમાં બહુ દુઃખી રહેશે.* તમે મારું રક્ષણ કર્યું છે. હવે તમને હિંસક પશુ-પક્ષી, શત્રુ અને બ્રહ્મવેત્તાઓના શાપ વગેરેથી પણ કોઈ ભય નહિ રહે. હવે તમારા પર કોઈ પણ ઝેરની અસર નહિ થાય અને યુદ્ધમાં હંમેશાં



નળ દ્વારા કર્કોટક નાગની દાવાનળથી રક્ષા

* यत्कृते चासि निकृतो दुःखेन महता नल।
विषेण स मदीयेन त्वयि दुःखं निवत्स्यति॥
(મહાભારત : વનપર્વ - ૬૬/૧૫)

તમારો વિજય થશે.★ હવે તમે પોતાનું નામ બાહુક રાખો અને દ્યૂતકુશળ રાજા ઋતુપર્ણની નગરી અયોધ્યામાં જાઓ. તમે તેમને અશ્વવિદ્યા બતાવજો અને તેઓ તમને જુગારનું રહસ્ય બતાવી દેશે તથા તમારા મિત્ર પણ બની જશે. જુગારનું રહસ્ય જાણી લેવાથી તમારી પત્ની, પુત્ર-પુત્રી, રાજ્ય સઘળું મળી જશે. જ્યારે તમે પોતાના મૂળ રૂપને પામવા ઈચ્છો ત્યારે મને યાદ કરજો અને મારાં આપેલાં વસ્ત્ર પહેરી લેજો.'' આમ કહીને કર્કોટકે બે દિવ્ય વસ્ત્રો આપ્યાં અને ત્યાંથી અંતર્ધાન થઈ ગયો.

રાજા નળ ત્યાંથી ચાલીને દસમા દિવસે રાજા ઋતુપર્ણની રાજધાની અયોધ્યામાં પહોંચ્યા. તેમણે ત્યાં રાજસભામાં નિવેદન કર્યું કે ''મારું નામ બાહુક છે. હું ઘોડા હાંકવાનું અને તેમને જાતજાતની ચાલો શિખવવાનું કામ કરું છું. અશ્વવિદ્યામાં મારા જેવો નિપુણ પૃથ્વી ઉપર અત્યારે બીજો કોઈ નથી. અર્થવિષયક તથા બીજી કેટલીક ગંભીર સમસ્યાઓ અંગે હું સારી સલાહ આપું છું અને રસોઈ બનાવવામાં પણ ઘણો જ નિપુણ છું. ઉપરાંત, હસ્તકળાનાં બધાં કામ તથા બીજાં પણ અઘરાં કામો કરવાનો હું પ્રયત્ન કરીશ. તમે મારી આજીવિકા નક્કી કરીને મને રાખી લો.'' ઋતુપર્ણે કહ્યું, ''બાહુક! તું ભલે આવ્યો. તારી જવાબદારીમાં આ બધાં કામ રહેશે. પરંતુ હું ઝડપી સવારી વિશેષ પસંદ કરું છું, તેથી તું એવો પુરુષાર્થ કર કે મારા ઘોડાઓની ચાલ તેજ થઈ જાય. હું તને અશ્વશાળાનો અધ્યક્ષ બનાવું છું. તને દર મહિને દસ હજાર સોનામહોર મળશે. આ ઉપરાંત વાર્ષ્ણેય (નળનો જૂનો સારથિ) અને જીવલ હંમેશાં તારી પાસે હાજર રહેશે. તું આનંદથી

---

★ **न ते भयं नरव्याघ्र दंष्ट्रिभ्यः शत्रुतोऽपि वा।**
**ब्रह्मविद्भ्यश्च भविता मत्प्रसादान्नराधिप॥**
**राजन् विषनिमित्ता च न ते पीडा भविष्यति।**
**संग्रामेषु च राजेन्द्र शश्वज्जयमवाप्स्यसि॥**
(મહાભારત : વનપર્વ - ૬૬/૧૮-૧૯)

મારા દરબારમાં રહે.'' રાજા ઋતુપર્ણ તરફથી સત્કાર પામીને રાજા નળ બાહુકના રૂપમાં વાર્ષ્ણેય અને જીવલની સાથે અયોધ્યામાં રહેવા લાગ્યા. રાજા નળ રોજ રાત્રે દમયંતીને યાદ કરીને કહ્યા કરતા કે ''અરેરે, તપસ્વિની દમયંતી ભૂખ-તરસથી ગભરાઈને, થાકેલી-હારેલી એ મૂર્ખને યાદ કરતી હશે અને કોણ જાણે ક્યાં સૂતી હશે? તે પોતાના



રાજા ઋતુપર્ણના દરબારમાં નળને આશ્રય

જીવનનિર્વાહ માટે કોની પાસે જતી હશે?'' આ રીતે તેઓ અનેક વાતો વિચારતા અને એ રીતે ઋતુપર્ણની પાસે રહેતા કે જેથી તેમને કોઈ ઓળખી શકે નહિ.

જ્યારે વિદર્ભરાજ ભીમને એવા સમાચાર મળ્યા કે મારા જમાઈ નળ રાજ્યભ્રષ્ટ થઈને મારી પુત્રી સાથે વનમાં ચાલ્યા ગયા છે, ત્યારે તેમણે બ્રાહ્મણોને બોલાવ્યા અને તેમને ઘણુંબધું ધન આપીને કહ્યું કે 'તમે લોકો પૃથ્વી પર સર્વત્ર ફરી વળીને નળ-દમયંતીની ભાળ મેળવો અને તેમને શોધી લાવો. જે બ્રાહ્મણ આ કામ પૂરું કરશે તેને એક હજાર ગાયો અને જાગીર આપવામાં આવશે. જો તમે લોકો તેમને લાવી ન શકો અને ફક્ત ભાળ જ મેળવી લાવશો તોપણ દસ હજાર ગાયો આપવામાં આવશે.' બ્રાહ્મણલોકો બહુ પ્રસન્નતાપૂર્વક નળ-દમયંતીની ભાળ મેળવવા નીકળી પડ્યા.

સુદેવ નામનો બ્રાહ્મણ નળ-દમયંતીની ભાળ મેળવવા ચેદિનરેશની રાજધાનીમાં ગયો. તેણે એક દિવસ રાજમહેલમાં દમયંતીને જોઈ લીધી. એ સમયે રાજાના મહેલમાં પુણ્યાહ-વાચન થઈ રહ્યું હતું અને દમયંતી અને સુનંદા સાથે બેસીને તે મંગળકર્મ જોઈ રહ્યાં હતાં. સુદેવ બ્રાહ્મણે દમયંતીને જોઈને વિચાર્યું કે ખરેખર આ જ ભીમપુત્રી છે. મેં તેનું જેવું રૂપ પહેલાં જોયું હતું તેવું જ અત્યારે પણ જોઈ રહ્યો છું. બહુ સારું થયું. આને જોવાથી મારી યાત્રા સફળ થઈ. સુદેવ દમયંતીની પાસે જઈને બોલ્યો - ''વિદર્ભકુમારી! હું તમારા ભાઈનો મિત્ર સુદેવ બ્રાહ્મણ છું. રાજા ભીમના આદેશથી તમારી શોધ માટે અહીં આવ્યો છું. તમારાં માતા-પિતા અને ભાઈ આનંદમાં છે. તમારાં બંને બાળકો પણ વિદર્ભ દેશમાં કુશળ છે. તમારાં વિયોગથી બધાં કુટુંબીઓ નિષ્પ્રાણ જેવાં થઈ રહ્યાં છે અને તમને શોધવા સેંકડો બ્રાહ્મણો પૃથ્વી પર ફરી રહ્યા છે.'' દમયંતીએ બ્રાહ્મણને ઓળખી લીધો. તે ક્રમશઃ બધાંનું કુશળ-મંગળ પૂછવા લાગી અને પૂછતાં પૂછતાં જ રડી પડી. સુનંદા દમયંતીને

વાત કરતાં કરતાં રડતી જોઈને ગભરાઈ ગઈ અને તેણે પોતાની માતા પાસે જઈને બધો હાલ કહી સંભળાવ્યો. રાજમાતા તરત અંતઃપુરમાંથી બહાર નીકળી આવ્યાં અને બ્રાહ્મણની પાસે જઈને પૂછ્યું કે ''મહારાજ! આ કોની પત્ની છે, કોની પુત્રી છે, પોતાનાં કુટુંબીજનોથી કેવી રીતે



સુદેવ બ્રાહ્મણ દ્વારા દમયંતીને ઓળખવી

વિખૂટી પડી છે? તમે તેને ઓળખી કેવી રીતે?'' સુદેવે નળ-દમયંતીની સમગ્ર કથા સંભળાવી અને કહ્યું કે 'જેમ રાખમાં દબાયેલી આગ ગરમીથી જાણી શકાય છે તે જ રીતે આ દેવીના સુંદર રૂપ અને લલાટથી મેં તેમને ઓળખી લીધાં છે.' સુનંદાએ પોતાના હાથોથી



બ્રાહ્મણ દ્વારા રાજમાતાને દમયંતીની ઓળખાણ

દમયંતીનું લલાટ ધોયું, જેથી તેની ભ્રમરો વચ્ચેનું લાલ ચિહ્ન ચંદ્રની જેમ પ્રગટ થયું. લલાટ પરનો તે તલ જોઈને સુનંદા અને રાજમાતા બંનેય રડી પડ્યાં. તેમણે બે પળ સુધી દમયંતીને પોતાની છાતીસરસી ચાંપી રાખી. રાજમાતાએ કહ્યું, "દમયંતી! મેં આ તલથી ઓળખી લીધી કે તું મારી બહેનની પુત્રી છે. તારી માતા મારી સગી બહેન છે. અમે બંને દશાર્ણ દેશના રાજા સુદામાની પુત્રીઓ છીએ. તારો જન્મ મારા પિતાના ઘરમાં જ થયો હતો, એ સમયે મેં તને જોઈ હતી. જેમ તારા પિતાનું ઘર તારું છે તેમ જ આ ઘર પણ તારું જ છે, આ સંપત્તિ જેમ મારી છે તેમ તારી પણ છે." દમયંતી ઘણી ખુશ થઈ. તેણે પોતાની માસીને પ્રણામ કરીને કહ્યું, "મા! તમે મને ઓળખી નહિ તો શું થયું? હું અહીં રહી છું દીકરીની જેમ જ. તમે મારી ઈચ્છાઓ પૂરી કરી છે અને મારું રક્ષણ કર્યું છે. એમાં મને શંકા નથી કે હું હવે અહીં વધારે સુખપૂર્વક રહીશ. પરંતુ હું ઘણા દિવસોથી રખડી રહી છું. મારાં નાનકડાં બે બાળકો પિતાજીના ઘરે છે. તેઓ પોતાના પિતાના વિયોગથી દુઃખી રહેતાં હશે. કોણ જાણે તેમની શી દશા થઈ હશે? તમે મારું હિત કરવા ઈચ્છતાં હો તો મને વિદર્ભ દેશમાં મોકલી આપીને મારી ઈચ્છા પૂરી કરો." રાજમાતા ઘણાં પ્રસન્ન થયાં. તેમણે પોતાના પુત્રને કહીને પાલખી મંગાવી. ભોજન, કપડાં અને ઘણીબધી વસ્તુઓ આપીને એક મોટી સેનાના રક્ષણ નીચે દમયંતીને વિદાય આપી. વિદર્ભ દેશમાં દમયંતીનું ખૂબ સ્વાગત થયું. દમયંતી પોતાનાં બાળકો, ભાઈ, માતા-પિતા અને સખીઓને મળી. તેણે દેવો અને બ્રાહ્મણોની પૂજા કરી. રાજા ભીમને પોતાની પુત્રી મળી જવાથી ઘણો આનંદ થયો. તેમણે સુદેવ નામના બ્રાહ્મણને એક હજાર ગાયો, ગામ તથા ધન આપીને સંતુષ્ટ કર્યો.



## નળની શોધ, ઋતુપર્ણની વિદર્ભ-યાત્રા, કળિનું ઊતરવું

બૃહદશ્વજી કહે છે -

હે યુધિષ્ઠિર! પોતાના પિતાના ઘરે એક દિવસ આરામ કરીને દમયંતીએ પોતાની માતાને કહ્યું કે, 'માતાજી! હું તમને સાચું કહું છું. જો તમે મને જીવતી રાખવા ઇચ્છતાં હો તો મારા પતિદેવને શોધવાનો પ્રયત્ન કરો.' રાણીએ બહુ દુઃખી થઈને પોતાના પતિ રાજા ભીમને કહ્યું કે 'સ્વામી! દમયંતી પોતાના પતિ માટે ભારે વ્યાકુળ છે. તેણે સંકોચ છોડીને મને કહ્યું કે તેમને શોધવાનો પ્રયત્ન કરવો જોઈએ.' રાજાએ પોતાના આશ્રિત બ્રાહ્મણોને બોલાવ્યા અને નળને શોધવા તેમને નિયુક્ત કર્યા. બ્રાહ્મણોએ દમયંતી પાસે જઈને કહ્યું કે, 'હવે અમે રાજા નળની ભાળ મેળવવા માટે જઈ રહ્યા છીએ.' દમયંતીએ બ્રાહ્મણોને કહ્યું - "તમે લોકો જે રાજ્યમાં જાઓ ત્યાં માણસોની ભીડમાં આ વાત કહેજો - 'મારા પ્રિય ધુતારા! તમે મારી સાડીમાંથી અડધી ફાડી લઈને તથા મુજ દાસીને વનમાં સૂતી મૂકીને ક્યાં ચાલ્યા ગયા છો? તમારી તે દાસી અત્યારે પણ એ જ સ્થિતિમાં અડધી સાડી પહેરીને તમારા આવવાની વાટ જોઈ રહી છે અને તમારા વિયોગના દુઃખે દુઃખી થઈ રહી છે.'* તેમની સામે મારી સ્થિતિનું વર્ણન કરજો અને એવી વાત કહેજો કે જેથી તેઓ પ્રસન્ન થાય અને મારા પર કૃપા કરે. મારી વાત કહેવાથી જો તમને લોકોને કોઈ જવાબ આપે તો 'તે કોણ છે, ક્યાં રહે છે' એ વાતોની ભાળ મેળવી લેજો અને તેનો ઉત્તર યાદ રાખીને મને કહી સંભળાવજો. એ વાતનું પણ ધ્યાન રાખજો

---

* **क्व नु त्वं कितवच्छित्त्वा वस्त्रार्धं प्रस्थितो मम।**
**उत्सृज्य विपिने सुप्तामनुरक्तां प्रियां प्रिय॥**
**सा वै यथा त्वया दृष्टा तथाऽऽस्ते त्वत्प्रतीक्षिणी।**
**दह्यमाना भृशं बाला वस्त्रार्धेनाभिसंवृता॥**
(મહાભારત : વનપર્વ - ૬૯/૩૭-૩૮)

કે તમે લોકો આ વાત મારી આજ્ઞાથી કહી રહ્યા છો એની તેને ખબર ન પડવી જોઈએ.'' બ્રાહ્મણસમૂહ દમયંતીના નિર્દેશ પ્રમાણે રાજા નળને શોધવા માટે નીકળી પડ્યો.

ઘણા દિવસો સુધી શોધખોળ કર્યા પછી પર્ણાદ નામના બ્રાહ્મણે મહેલમાં આવીને દમયંતીને કહ્યું, ''રાજકુમારી! હું તમારા નિર્દેશ પ્રમાણે



નળની શોધ

નિષધનરેશ નળની ભાળ મેળવવા પ્રયત્ન કરતો કરતો અયોધ્યા જઈ પહોંચ્યો. ત્યાં મેં રાજા ઋતુપર્ણની પાસે જઈને ત્યાં ભરસભામાં તમારી વાત દોહરાવી. પરંતુ ત્યાં કોઈએ કંઈ જવાબ આપ્યો નહિ, પણ જ્યારે હું ચાલવા લાગ્યો ત્યારે તે રાજાના બાહુક નામના સારથિએ મને એકાંતમાં બોલાવીને કંઈક કહ્યું. દેવી! તે સારથિ રાજા ઋતુપર્ણના ઘોડાઓને તાલીમ આપે છે, સ્વાદિષ્ટ ભોજન બનાવે છે; પણ તેના હાથ ટૂંકા અને શરીર કદરૂપું છે. તેણે લાંબો નિસાસો નાખીને રોતાં રોતાં કહ્યું કે 'કુળવાન સ્ત્રીઓ ઘોર કષ્ટ પામવા છતાં પણ પોતાના શીલનું રક્ષણ કરે છે અને પોતાના સતીત્વના બળ પર સ્વર્ગને જીતી લે છે. ક્યારેક તેમના પતિ ત્યજી પણ દે તોપણ તેઓ ગુસ્સો કરતી નથી, પોતાના સદાચારનું રક્ષણ કરે છે.* ત્યાગ કરનારો પુરુષ વિપત્તિમાં ફસાઈ જવાના કારણે દુઃખી અને અચેત થઈ રહ્યો હતો તેથી તેના પર ગુસ્સો કરવો યોગ્ય નથી. માન્યું કે પતિએ પોતાની પત્નીનો યોગ્ય આદર ન કર્યો, પરંતુ તે સમયે તે રાજ્યલક્ષ્મીથી ભ્રષ્ટ, ક્ષુધાતુર, દુઃખી અને દુર્દશાગ્રસ્ત હતો. આવી સ્થિતિમાં તેના પર ગુસ્સો કરવો યોગ્ય નથી. જ્યારે તે પોતાના પ્રાણના રક્ષણ માટે જીવન ઇચ્છતો હતો ત્યારે પંખી તેનું વસ્ત્ર લઈને ઊડી ગયાં. તેના હૃદયની વેદના અસહ્ય હતી.' રાજકુમારી! બાહુકની આ વાત સાંભળીને હું તમને કહેવા આવ્યો છું. હવે તમે જે યોગ્ય સમજો તે કરો. ઇચ્છતાં હો તો મહારાજને પણ કહો."

બ્રાહ્મણની વાત સાંભળીને દમયંતીની આંખોમાં આંસુ ઊભરાઈ આવ્યાં. તેણે પોતાની માતાને એકાંતમાં કહ્યું, "માતાજી! તમે આ વાત પિતાજીને કહેશો નહિ. હું સુદેવ બ્રાહ્મણની આ કામમાં નિમણૂક

---

* **वैषम्यमपि सम्प्राप्ता गोपायन्ति कुलस्त्रियः।**
**आत्मानमात्मना सत्यो जितः स्वर्गो न संशयः॥**
**रहिता भर्तृभिश्चैव न कुप्यन्ति कदाचन।**
**प्राणांश्चारित्रकवचान् धारयन्ति वरस्त्रियः॥**

(મહાભારત : વનપર્વ - ૭૦/૮-૯)

કરું છું. જેમ સુદેવે મને શુભ મુહૂર્તમાં અહીં પહોંચાડી હતી તે જ રીતે તે શુભ શુકન જોઈને અયોધ્યા જશે અને મારા પતિદેવને લાવવાનો ઉપાય કરશે.'' ત્યારપછી દમયંતીએ પર્ણાદનો સત્કાર કરીને તેને રજા આપી અને સુદેવને બોલાવ્યો. દમયંતીએ સુદેવને કહ્યું, ''બ્રાહ્મણદેવતા! તમે શીઘ્રાતિશીઘ્ર અયોધ્યા નગરીમાં જઈને રાજા ઋતુપર્ણને એવી વાત



નળની ઓળખાણ માટે સુદેવ બ્રાહ્મણને અયોધ્યા મોકલવો.

કહેજો કે ભીમ-પુત્રી દમયંતી ફરીથી સ્વયંવરમાં સ્વેચ્છાનુસાર પતિનું વરણ કરવા ઇચ્છે છે. મોટા-મોટા રાજા અને રાજકુમારો ત્યાં જઈ રહ્યા છે. સ્વયંવરની તિથિ કાલે જ છે. એટલે જો તમે પહોંચી શકો તો ત્યાં જાઓ. નળના જીવવા અથવા મરવાની કોઈને ખબર નથી, તેથી તે કાલે સૂર્યોદય સમયે બીજા પતિનું વરણ કરશે.'' દમયંતીની વાત સાંભળીને સુદેવ અયોધ્યામાં ગયો અને તેણે રાજા ઋતુપર્ણને બધી વાત કહી સંભળાવી.

રાજા ઋતુપર્ણે સુદેવ બ્રાહ્મણની વાત સાંભળીને બાહુકને બોલાવ્યો અને મીઠી વાણીમાં સમજાવીને કહ્યું કે 'બાહુક! કાલે દમયંતીનો સ્વયંવર છે. હું એક જ દિવસમાં વિદર્ભ દેશ પહોંચવા માગું છું. પણ જો તું આટલું જલદી ત્યાં પહોંચી જવાનું શક્ય સમજે, તો જ હું ત્યાં જઈશ.' ઋતુપર્ણની વાત સાંભળીને નળનું હૃદય ચિરાવા લાગ્યું. તેમણે મનમાં વિચાર્યું કે ''દમયંતીએ દુઃખથી અચેત થઈને જ આવું કહ્યું હશે. શક્ય છે, તે આવું કરવા ઇચ્છતી હોય. પરંતુ ના ના, તેણે મારી પ્રાપ્તિ માટે જ આ યુક્તિ કરી હશે. તે પતિવ્રતા, તપસ્વિની અને દીન છે. મેં કુબુદ્ધિને લીધે તેનો ત્યાગ કરીને ઘણી ક્રૂરતા કરી છે. વાંક મારો જ છે. તે ક્યારેય આવું કરી શકે નહિ. વારુ, સાચું શું છે, ખોટું શું છે - એ વાતની તો ત્યાં ગયા પછી જ ખબર પડશે. પરંતુ ઋતુપર્ણની ઇચ્છા પૂરી કરવામાં મારો પણ સ્વાર્થ છે.'' બાહુકે હાથ જોડીને કહ્યું કે 'હું તમારા કહેવા મુજબ કામ કરવાની પ્રતિજ્ઞા કરું છું.' બાહુક અશ્વશાળામાં જઈને શ્રેષ્ઠ ઘોડાઓની પરીક્ષા કરવા લાગ્યા. નળે સારી નસલના ચાર ત્વરિતવેગી ઘોડા રથમાં જોડી દીધા. રાજા ઋતુપર્ણ રથમાં બેસી ગયા.

જેમ આકાશગામી પક્ષીઓ આકાશમાં ઊડે છે તેમ બાહુકનો રથ થોડા જ સમયમાં નદી, પર્વત અને જંગલોને ઓળંગવા લાગ્યો. એક જગ્યાએ રાજા ઋતુપર્ણનો ખેસ નીચે પડી ગયો. તેમણે બાહુકને કહ્યું,

'રથ રોકો, હું વાર્ષ્ણેય દ્વારા તે મંગાવી લઉં.' નળે કહ્યું - 'તમારું વસ્ત્ર પડ્યું તો હમણાં જ છે, પણ અત્યારે આપણે ત્યાંથી એક જોજન આગળ નીકળી આવ્યા છીએ. હવે તે મંગાવી લઈ શકાય તેમ નથી. જે સમયે આ વાત થઈ રહી હતી તે સમયે તે રથ એક જંગલમાં ચાલી રહ્યો હતો. ઋતુપર્ણે કહ્યું, 'બાહુક! તું મારી ગણિતવિદ્યાની કુશળતા જો. સામેના વૃક્ષમાં જેટલાં પાંદડાં અને ફળ દેખાય છે તેની સરખામણીમાં જમીન પર પડેલાં ફળ અને પાંદડાં એકસો એક ગણાં વધારે છે. આ વૃક્ષની બંને શાખાઓ અને ડાળીઓ પર પાંચ કરોડ પાંદડાં છે અને બે હજાર પંચાણું ફળ છે. તારી ઈચ્છા હોય તો ગણી લે.'' બાહુકે રથ ઊભો રાખ્યો અને કહ્યું કે 'હું આ બહેડાના વૃક્ષને કાપીને તેનાં ફળ અને પાંદડાં બરાબર ગણીને નિર્ણય કરીશ.' બાહુકે તેમ જ કર્યું. ફળ અને પાંદડાં એટલા જ થયાં, જેટલાં રાજાએ કહ્યાં હતાં. નળ આશ્ચર્ય પામી ગયા. બાહુકે કહ્યું, 'તમારી વિદ્યા અદ્‌ભુત છે. તમે તમારી વિદ્યા જણાવી દો. ઋતુપર્ણે કહ્યું - 'ગણિતવિદ્યાની જેમ જ હું પાસાની વશીકરણ-વિદ્યામાં પણ આવો જ પાવરધો છું.' બાહુકે કહ્યું કે 'તમે મને આ વિદ્યા શીખવી દો તો હું પણ તમને અશ્વવિદ્યા શીખવી દઈશ.' ઋતુપર્ણને વિદર્ભ દેશ પહોંચવાની બહુ ઉતાવળ હતી અને અશ્વવિદ્યા શીખવાનો લોભ પણ હતો, તેથી તેમણે રાજા નળને પાસાની વિદ્યા શીખવી અને કહ્યું કે 'અશ્વવિદ્યા તું મને પછીથી શીખવજે. મેં તે તારી પાસે અનામત મૂકી.'

જે સમયે રાજા નળ પાસાની વિદ્યા શીખ્યા તે જ સમયે કળિયુગ કર્કોટક નાગનું તીખું વિષ ઓકતો નળના શરીરમાંથી બહાર નીકળી ગયો. કળિયુગના બહાર નીકળવાથી નળને બહુ ગુસ્સો આવ્યો અને તેઓ તેને શાપ આપવા તત્પર થયા. કળિયુગ બંને હાથ જોડીને ભયથી ધ્રૂજતો ધ્રૂજતો કહેવા લાગ્યો - ''તમે ક્રોધ શાંત કરો, હું તમને કીર્તિમાન બનાવીશ. તમે જે સમયે દમયંતીનો ત્યાગ કર્યો હતો તે જ સમયે

તેણે મને શાપ આપી દીધો હતો. હું ખૂબ દુઃખપૂર્વક કર્કોટક નાગના વિષથી બળતો રહીને તમારા શરીરમાં વાસ કરતો હતો. હું તમારા શરણમાં છું, મારી પ્રાર્થના સાંભળો અને મને શાપ ન આપો. જેઓ તમારા પવિત્ર ચરિત્રનું ગાન કરશે તેમને મારો ભય નહિ રહે.'' રાજા નળે ક્રોધ શાંત કર્યો. કળિયુગ ભયભીત થઈને બહેડાના વૃક્ષમાં ઘૂસી



નળનું રથ સંચાલન અને કળિના પ્રભાવથી મુક્તિ

ગયો. આ સંવાદની કળિયુગ અને નળ સિવાય બીજા કોઈને ખબર ન પડી. તે વૃક્ષ ઠૂંઠા જેવું થઈ ગયું.*

આ રીતે કળિયુગે રાજા નળનો પીછો છોડી દીધો, પણ હજી તેમનું રૂપ બદલાયું ન હતું. તેમણે પોતાનો રથ ઝડપથી હાંક્યો અને સાંજ પડતાં ન પડતાં તો તેઓ વિદર્ભ દેશમાં જઈ પહોંચ્યા. રાજા ભીમને સમાચાર મોકલાવ્યા. તેમણે ઋતુપર્ણને પોતાને ત્યાં બોલાવી લીધા. ઋતુપર્ણના રથના ઝણકારથી દિશાઓ ગૂંજી ઊઠી. કુંડિનનગરમાં રાજા નળના તે ઘોડા પણ હતા, જે તેમનાં બાળકોને લઈને આવ્યા હતા. રથના ઘર્ઘર અવાજથી તેમણે રાજા નળને ઓળખી લીધા અને તેઓ પહેલાંની જેમ પ્રસન્ન થઈ ગયા. દમયંતીને પણ તે અવાજ તેવો જ લાગ્યો. દમયંતી કહેવા લાગી કે "આ રથનો ઘર્ઘર અવાજ મારા મનમાં આનંદ જન્માવે છે. ચોક્કસ તેને હંકારનારા મારા પતિદેવ છે. જો આજે તેઓ મારી પાસે નહીં આવે તો હું ધગધગતી આગમાં કૂદી પડીશ. મેં ક્યારેય ગમ્મતમાં પણ તેમને જુઠ્ઠી વાત કહી હોય, તેમનો કોઈ અપકાર કર્યો હોય, પ્રતિજ્ઞા કરીને તોડી હોય એવું યાદ આવતું નથી. તેઓ શક્તિશાળી, ક્ષમાશીલ, વીર, દાની અને એકપત્નીવ્રતધારી છે. તેમના વિયોગથી મારી છાતી ફાટી રહી છે." દમયંતી મહેલની અગાસી પર ચડીને રથનું આવવું અને તેના પરથી રથી તથા સારથિનું ઊતરવું જોવા લાગી.



---

* ये च त्वां मनुजा लोके कीर्तयिष्यन्त्यतन्द्रितः।
मत्प्रसूतं भयं तेषां न कदाचिद् भविष्यति॥
भयार्तं शरणं यातं यदि मां त्वं न शप्स्यसे।
एवमुक्तो नलो राजा न्ययच्छत् कोपमात्मनः॥
ततो भीतः कलिः क्षिप्रं प्रविवेश बिभीतकम्।
कलिस्त्वन्यैस्तदादृश्यः कथयन् नैषधेन वै॥
(મહાભારત : વનપર્વ - ૭૨/૩૬-૩૮)

## દમયંતી દ્વારા રાજા નળની પરીક્ષા, ઓળખાણ, મિલન, રાજ્યપ્રાપ્તિ અને કથાનો ઉપસંહાર

બૃહદશ્વજી કહે છે -

યુધિષ્ઠિર! વિદર્ભનરેશ ભીમે અયોધ્યાધિપતિ ઋતુપર્ણનો ખૂબ સ્વાગત-સત્કાર કર્યો. ઋતુપર્ણને સારી જગ્યાએ ઉતારો આપવામાં આવ્યો. તેમને કુંડિનપુરમાં સ્વયંવરનો કોઈ સંકેત નજરે પડ્યો નહીં. ભીમને એ વાતની બિલકુલ જાણ ન હતી કે રાજા ઋતુપર્ણ મારી પુત્રીના સ્વયંવરનું આમંત્રણ મેળવીને અહીં આવ્યા છે. તેમણે કુશળ-મંગળ જાણ્યા પછી પૂછ્યું કે 'તમે અહીં કયા આશયથી પધાર્યા છો?' ઋતુપર્ણે સ્વયંવરની કોઈ તૈયારી નહિ જોતાં આમંત્રણની વાત દાબી દીધી અને કહ્યું, 'હું તો ફક્ત તમને પ્રણામ કરવા માટે જ આવ્યો છું.' ભીમ વિચારવા લાગ્યા કે 'સો જોજનથી પણ વધારે દૂરથી કોઈ પ્રણામ કરવા માટે ન આવે. વારુ, આગળ જતાં આ વાત ખૂલી જ જશે.' ભીમે બહુ સત્કારપૂર્વક આગ્રહ કરીને ઋતુપર્ણને પોતાને ત્યાં રોકી લીધા. બાહુક પણ વાર્ષ્ણેયની સાથે અશ્વશાળામાં રોકાઈને ઘોડાઓની સેવામાં જોતરાઈ ગયા.

દમયંતી વ્યાકુળ થઈને વિચારવા લાગી કે ''રથનો અવાજ તો મારા પતિદેવના રથના જેવો જ જણાતો હતો, પણ તેમનાં ક્યાંય દર્શન થતાં નથી. હોય ન હોય, વાર્ષ્ણેયે તેમની પાસેથી રથ-વિદ્યા શીખી લીધી હશે, એટલે જ રથ તેમનો જણાતો હતો. શક્ય છે કે ઋતુપર્ણને પણ આ વિદ્યાની જાણકારી હોય.'' તેણે પોતાની દાસીને બોલાવીને કહ્યું કે ''કેશિની! તું જા અને એ વાતની તપાસ કર કે પેલા કદરૂપા પુરુષ કોણ છે. શક્ય છે કે તેઓ જ મારા પતિદેવ હોય. મેં બ્રાહ્મણો મારફતે જે સંદેશો મોકલ્યો હતો તે તેમને જણાવજે અને તેમનો જવાબ સાંભળીને મને કહી જજે.'' કેશિનીએ જઈને બાહુક સાથે વાતો કરી.

બાહુકે રાજાના આવવાનું કારણ જણાવ્યું અને વાર્ષ્ણેયની તથા પોતાની અશ્વવિદ્યાનો અને ભોજન બનાવવાની કુશળતાનો ટૂંકમાં પરિચય આપ્યો. કેશિનીએ પૂછ્યું - ''બાહુક! રાજા નળ ક્યાં છે? શું તમે જાણો છો? અથવા તમારો સાથી વાર્ષ્ણેય જાણે છે?'' બાહુકે કહ્યું - ''કેશિની! વાર્ષ્ણેય રાજા નળનાં બાળકોને અહીં મૂકીને ચાલ્યો ગયો




બાહુક-કેશિની સંવાદ

હતો. તેને નળની બાબતમાં કશી પણ જાણ નથી. અત્યારે નળનું રૂપ બદલાઈ ગયું છે. તેઓ છુપાઈને રહે છે. તેમને કાં તો તેઓ પોતે જ ઓળખી શકે અથવા તો તેમની પત્ની દમયંતી; કારણ કે તેઓ પોતાના ગુપ્ત સંકેતોને બીજાંઓની સામે પ્રગટ કરવા નથી ઇચ્છતા. કેશિની! રાજા નળ મુશ્કેલીમાં મુકાઈ ગયા હતા, એટલે જ તેમણે પોતાની પત્નીનો ત્યાગ કર્યો હતો. દમયંતીએ પોતાના પતિ પર ક્રોધ કરવો જોઈએ નહિ. જે સમયે તેઓ ભોજનની ચિંતામાં હતા ત્યારે પક્ષીઓ તેમનું વસ્ત્ર લઈને ઊડી ગયાં હતાં. તેમનું હૃદય વેદનાથી જર્જરિત હતું. એ વાત સાચી છે કે તેમણે પોતાની પત્ની સાથે ઉચિત વ્યવહાર નથી કર્યો, તોપણ દમયંતીએ તેમની દુર્દશાનો ખ્યાલ કરીને ક્રોધ કરવો જોઈએ નહિ.'' આમ કહેતાં નળનું હૃદય ખિન્ન થઈ ગયું, આંખોમાં આંસુ આવી ગયાં, તેઓ રડવા લાગ્યા. કેશિનીએ દમયંતી પાસે આવીને ત્યાંની બધી વાતચીત અને તેમનું રુદન પણ કહી જણાવ્યું.

હવે દમયંતીની શંકા વધારે દૃઢ થવા લાગી કે આ જ રાજા નળ છે. તેણે દાસીને કહ્યું - ''કેશિની! તું ફરીથી બાહુકની પાસે જા અને તેમની નજીક કંઈ પણ બોલ્યા વગર ઊભી રહે. તેમની ક્રિયાઓ પર ધ્યાન આપ. તે અગ્નિ માગે તો આપતી નહીં, પાણી માગે તો આપવામાં મોડું કરજે. તેમનું એકે એક આચરણ મને આવીને જણાવ.'' કેશિની ફરીથી બાહુકની પાસે ગઈ અને ત્યાં તેમનાં દેવો અને મનુષ્યો જેવાં ઘણાં આચરણ જોઈને પાછી આવી અને દમયંતીને કહેવા લાગી. ''રાજકુમારી! બાહુકે તો જળ, સ્થળ અને અગ્નિ ઉપર બધી રીતે વિજય મેળવી લીધો છે. મેં આજ સુધી આવો પુરુષ ક્યાંય જોયો પણ નથી અને સાંભળ્યો પણ નથી. જો ક્યાંય નીચો દરવાજો આવે છે તો તેઓ નમતા નથી, તેમને જોઈને દરવાજો જ ઊંચો થઈ જાય છે. તેઓ નમ્યા વગર જ ચાલ્યા જાય છે. નાનામાં નાનું કાણું પણ તેમના માટે ગુફા બની જાય છે. ત્યાં પાણી માટે જે ઘડા રાખ્યા હતા તે તેમની

નજર પડતાં જ પાણીથી ભરાઈ ગયા. તેમણે ઘાસનો પૂળો લઈને સૂર્ય તરફ ધર્યો અને તે સળગવા લાગ્યો. આ સિવાય, તેઓ અગ્નિને સ્પર્શીને પણ દાઝતા નથી. પાણી તેમની ઇચ્છા પ્રમાણે વહે છે. તેઓ જ્યારે પોતાના હાથથી ફૂલોને મસળે છે ત્યારે તે કરમાતાં નથી, પણ પ્રફુલ્લિત તથા સુગંધિત થઈ જાય છે. આ અદ્ભુત લક્ષણોને જોઈને હું તો દિઙ્મૂઢ બની ગઈ અને દોડતી-દોડતી તમારી પાસે ચાલી આવી.'' દમયંતી બાહુકનાં કર્મ અને ક્રિયાઓને સાંભળીને નિશ્ચિતપણે જાણી ગઈ કે તેઓ ચોક્કસ જ મારા પતિદેવ છે. તેણે કેશિની સાથે પોતાનાં બંને બાળકોને નળ પાસે મોકલ્યાં. બાહુકે ઇન્દ્રસેના અને ઇન્દ્રસેનને ઓળખ્યાં. તેમની પાસે આવ્યા અને બંને બાળકોને ભેટીને ખોળામાં બેસાડ્યાં. બાહુક પોતાનાં બાળકોને મળીને મૂંઝાઈ ગયા અને રડવા લાગ્યા. તેમના મુખ પર પિતાના જેવા સ્નેહના ભાવ પ્રગટ થવા લાગ્યા. તે પછી બાહુકે બંને બાળકો કેશિનીને સોંપ્યાં અને કહ્યું, ''આ બાળકો મારાં બંને બાળકો જેવાં જ છે, એટલે હું તેમને જોઈને રડી પડ્યો. કેશિની! તું વારંવાર મારી પાસે આવે છે, લોકો કોણ જાણે શું વિચારશે? તેથી અહીં મારી પાસે વારંવાર આવવું સારું નથી. તું જા.'' કેશિનીએ દમયંતી પાસે આવીને ત્યાંની બધી વાતો કહી સંભળાવી.

હવે દમયંતીએ કેશિનીને પોતાની માતા પાસે મોકલી અને કહેવડાવ્યું કે ''માતાજી! મેં રાજા નળ સમજીને વારંવાર બાહુકની પરીક્ષા કરાવી છે. હવે મને ફક્ત તેમના રૂપની બાબતમાં જ શંકા રહી છે. હવે હું પોતે તેમની પરીક્ષા કરવા માગું છું. તેથી તમે બાહુકને મારા મહેલમાં આવવાની આજ્ઞા આપો અથવા મને જ તેમની પાસે જવાની અનુમતિ આપો. તમારી ઇચ્છા હોય તો આ વાત પિતાજીને જણાવો કે ન જણાવો.'' રાણીએ પોતાના પતિ ભીમની અનુમતિ લીધી અને બાહુકને રાણીવાસમાં બોલાવી લાવવાની આજ્ઞા આપી. બાહુકને બોલાવી લેવામાં આવ્યા. દમયંતીને જોતાં જ નળનું હૃદય એકી સાથે શોક અને

દુ:ખથી ભરાઈ આવ્યું. તેઓ આંસુઓથી તરબોળ થઈ ગયા. બાહુકની વ્યાકુળતા જોઈને દમયંતી પણ શોકગ્રસ્ત થઈ ગઈ. એ સમયે દમયંતીએ ભગવા રંગનું વસ્ત્ર પહેરેલું હતું, કેશની જટા બાંધેલી હતી, શરીર મેલું હતું. દમયંતીએ કહ્યું, ''બાહુક! પહેલાં એક ધર્મજ્ઞ પુરુષ પોતાની પત્નીને વનમાં સૂતી મૂકીને ચાલ્યો ગયો હતો. શું તમે તેને ક્યાંય જોયો છે? એ સમયે તે સ્ત્રી થાકીપાકી હતી, નિદ્રાથી અચેત હતી; એવી નિર્દોષ સ્ત્રીને પુણ્યશ્લોક નિષધનરેશ સિવાય બીજો કયો પુરુષ નિર્જન વનમાં છોડી શકે? મેં જીવન-પર્યન્ત જાણીજોઈને તેમનો કોઈ પણ અપરાધ કર્યો નથી. તોપણ તેઓ મને વનમાં સૂતી મૂકીને ચાલ્યા ગયા.'' આટલું કહેતાં-કહેતાં દમયંતીની આંખોમાંથી આંસુઓની ધારા વરસવા લાગી. દમયંતીની વિશાળ, શ્યામ, રત્ન જેવી આંખોમાંથી આંસુ ટપકતાં જોઈને નળથી રહેવાયું નહીં. તેઓ કહેવા લાગ્યા - ''પ્રિયા! મેં જાણી-જોઈને નથી તો રાજ્યનો નાશ કર્યો કે નથી તારો ત્યાગ કર્યો. આ તો કળિયુગનું કૃત્ય છે.* હું જાણું છું કે જ્યારથી તું મારાથી વિખૂટી પડી ત્યારથી રાત-દિવસ મારું જ સ્મરણચિંતન કરતી રહી છે. કળિયુગ મારા શરીરમાં રહીને તારા શાપના કારણે બળતો રહ્યો હતો. મેં પુરુષાર્થ અને તપસ્યાના બળથી તેના પર વિજય મેળવી લીધો છે અને હવે આપણા દુ:ખનો અંત આવી ગયો છે. કળિયુગ હવે મને છોડીને ચાલ્યો ગયો છે. હું એકમાત્ર તારા માટે જ અહીં આવ્યો છું. પરંતુ એ તો જણાવ કે તું મારા જેવા પ્રેમી અને અનુકૂળ પતિને છોડીને જે રીતે બીજા પતિ સાથે લગ્ન કરવા તૈયાર થઈ છે, શું બીજી કોઈ સ્ત્રી આવું કરી શકે?** તારા

---

* **मम राज्यं प्रणष्टं यन्नाहं तत् कृतवान् स्वयम्।**
**कलिना तत् कृतं भीरु यच्च त्वामहमत्यजम्॥**
(મહાભારત : વનપર્વ - ૭૬/૧૭)

** **कथं नु नारी भर्तारमनुरक्तमनुव्रतम्।**
**उत्सृज्य वरयेदन्यं यथा त्वं भीरु कर्हिचित्॥**
(મહાભારત : વનપર્વ - ૭૬/૨૨)

સ્વયંવરના સમાચાર સાંભળીને જ રાજા ઋતુપર્ણ બહુ ઉતાવળથી અહીં આવ્યા છે.''

દમયંતીએ હાથ જોડીને કહ્યું, ''આર્યપુત્ર! મારા પર દોષ મૂકવો યોગ્ય નથી. તમે તો જાણો જ છો કે મેં પોતાની સામે રહેલા ચારેય દેવતાઓને છોડીને તમને વરેલા છે. મેં તમને શોધવા ઘણા બ્રાહ્મણોને મોકલ્યા હતા અને તેઓ મેં કહેલી વાતને કહેતા-કહેતા ચારે બાજુ ઘૂમી રહ્યા હતા. પર્ણાદ નામનો બ્રાહ્મણ અયોધ્યાપુરીમાં તમારી પાસે પહોંચ્યો હતો. તેણે તમને મારી વાતો સંભળાવી હતી અને તમે તેનો યોગ્ય પ્રત્યુત્તર પણ આપ્યો હતો. તે સમાચાર સાંભળીને મેં તમને બોલાવવા માટે જ આ યુક્તિ કરી છે. હું જાણું છું કે તમારા સિવાય બીજો કોઈ મનુષ્ય એવો નથી કે જે એક દિવસમાં ઘોડા જોડેલા રથથી સો જોજન પહોંચી જાય. હું તમારા ચરણોનો સ્પર્શ કરીને સોગંદપૂર્વક સાચે સાચું કહું છું કે મેં ક્યારેય મનથી પણ બીજા પુરુષનો વિચાર કર્યો નથી. જો મેં ક્યારેય મનથી પણ પાપકર્મ કર્યું હોય તો નિરંતર ભૂમિ પર વિચરનારા વાયુદેવ, ભગવાન સૂર્ય અને મનના દેવ ચંદ્રમા મારા પ્રાણોનો નાશ કરે. આ ત્રણે દેવો સકળ ભૂમંડળમાં વિહરે છે. તેઓ સાચી વાત જણાવી દે અને જો હું પાપિણી હોઉં તો મને ત્યજી દે.'' તે જ સમયે વાયુએ આકાશમાં સ્થિત થઈને કહ્યું, ''હે રાજન્! હું સત્ય કહું છું કે દમયંતીએ કોઈ પાપ કર્યું નથી. તેણે ત્રણ વર્ષ સુધી પોતાના ઉજ્જવળ સતીત્વનું રક્ષણ કર્યું છે. અમે તેના રક્ષક તરીકે રહ્યા છીએ અને તેની પવિત્રતાના સાક્ષી છીએ.* તેણે સ્વયંવરની સૂચના તો તમને શોધવા માટે જ આપી હતી. ખરેખર દમયંતી તમારે લાયક

---

* **एवमुक्तस्तथा वायुरन्तरिक्षादभाषत।**
**नैषा कृतवती पापं नल सत्यं ब्रवीमि ते॥**
**राजन् शीलनिधिः स्फीतो दमयन्त्या सुरक्षितः।**
**साक्षिणो रक्षिणश्चास्या वयं त्रीन् परिवत्सरान्॥**
(મહાભારત : વનપર્વ - ૭૬/૩૬-૩૭)

છે અને તમે દમયંતીને લાયક છો. કશી શંકા ન કરો અને તેનો સ્વીકાર કરો.'' જે સમયે વાયુદેવ આ વાત કહી રહ્યા હતા તે સમયે આકાશમાંથી ફૂલોની વર્ષા થવા લાગી; દેવોનાં નગારાં વાગવા લાગ્યાં; શીતળ, મંદ, સુગંધિત પવન લહેરાવા લાગ્યો. આવું અદ્ભુત દૃશ્ય જોઈને રાજા નળે પોતાની શંકા છોડી દીધી અને નાગરાજ કર્કોટકે આપેલું વસ્ત્ર ઓઢીને તેનું સ્મરણ કર્યું. તેમનું શરીર તરત જ પહેલાંના જેવું થઈ ગયું. દમયંતી રાજા નળને પહેલાંના રૂપમાં જોઈને ભેટી પડી અને રડવા લાગી. રાજા નળે પણ પ્રેમપૂર્વક દમયંતીને ભેટી અને બંને બાળકોને છાતીસરસાં ચાંપીને તેમની સાથે પ્રેમભરી વાતો કરવા



**બાહુકરૂપી નળનો પોતાના બાળકો સાથે મેળાપ**

લાગ્યા. આખી રાત દમયંતી સાથે વાર્તાલાપ કરવામાં જ વીતી ગઈ.

પ્રાતઃકાળ થતાં નાહી-ધોઈ, સુંદર વસ્ત્રો પહેરીને દમયંતી અને રાજા નળ ભીમની પાસે ગયાં અને તેમના ચરણોમાં વંદન કર્યાં. ભીમે બહુ આનંદથી તેમનો સત્કાર કર્યો અને આશ્વાસન આપ્યું. વાતવાતમાં આ સમાચાર બધે પ્રસરી ગયા. નગરનાં સ્ત્રી-પુરુષો આનંદસભર થઈને




નળ-દમયંતી મિલન

ઉત્સવ ઊજવવા લાગ્યાં. દેવોની પૂજા થઈ. જ્યારે રાજા ઋતુપર્ણને આ વાતની ખબર પડી કે બાહુકના રૂપમાં તો રાજા નળ જ હતા અને અહીં આવીને તેઓ પોતાની પત્નીને મળ્યા છે ત્યારે તેમને ઘણો આનંદ થયો અને તેમણે નળને પોતાની પાસે બોલાવીને માફી માગી. રાજા નળે તેમના વર્તનની શ્રેષ્ઠતા જણાવીને પ્રશંસા કરી અને તેમનો સત્કાર કર્યો. સાથે જ તેમને અશ્વવિદ્યા પણ શીખવી દીધી. રાજા ઋતુપર્ણ કોઈ બીજા સારથિને લઈને પોતાના નગર ભણી ચાલી નીકળ્યા.

રાજા નળ એક મહિનો કુંડિનનગરમાં જ રહ્યા. તે પછી પોતાના સસરા ભીમની આજ્ઞા લઈને, થોડા લોકોને સાથે લઈને નિષધ દેશ જવા નીકળ્યા. રાજા ભીમે એક સફેદ રથ, સોળ હાથી, પચાસ ઘોડા અને છસો પાયદળ સૈનિકો રાજા નળની સાથે મોકલ્યા. પોતાના નગરમાં પ્રવેશીને રાજા નળ પુષ્કરને મળ્યા અને કહ્યું કે, ''કાં તો તું કપટપૂર્ણ જુગારનો ખેલ ફરીથી મારી સાથે માંડ અથવા તો ધનુષ્ય પર દોરી ચડાવ.'' પુષ્કરે મલકાઈને કહ્યું, - ''સારી વાત છે, તને દાવ પર લગાવવા ફરી ધન મળી ગયું લાગે છે. આવ, આ વખતે તો તારા ધનને અને દમયંતીને પણ જીતી લઈશ.'' રાજા નળે કહ્યું, ''અરે ભાઈ! જુગાર રમી લે, બકે છે શું? હારી જઈશ તો તારી શી સ્થિતિ થશે એ જાણે છે?'' જુગાર રમાવા લાગ્યો. રાજા નળે પહેલા જ દાવમાં પુષ્કરનું રાજ્ય, રત્નભંડારો અને એના પ્રાણોને પણ જીતી લીધા. તેમણે પુષ્કરને કહ્યું કે ''આ સઘળું રાજ્ય મારું થઈ ગયું. હવે તું દમયંતી તરફ આંખ ઊંચી કરીને પણ નહીં જોઈ શકે. તું દમયંતીનો સેવક છે. અરે મૂર્ખ! પહેલી વાર પણ તેં મને જીત્યો ન હતો. તે કામ કળિયુગનું હતું, તને એ વાતની ખબર નથી. હું કળિયુગના અપરાધને તારા માથા પર ચડાવવા માગતો નથી. તું પોતાનું જીવન સુખેથી વિતાવ, હું તને છોડી દઉં છું. તારા પર મારો પ્રેમ પહેલાંના જેવો જ છે. તું મારો વહાલો ભાઈ છે. હું ક્યારેય તારા પર પોતાની આંખ લાલ

નહીં કરું. તું સો વર્ષ જીવ.'' રાજા નળે આ રીતે કહીને પુષ્કરને ધીરજ આપી અને તેને પોતાના હૈયા સાથે લગાડીને જવાની આજ્ઞા આપી. પુષ્કરે હાથ જોડીને રાજા નળને વંદન કર્યાં અને કહ્યું, ''સંસારમાં તમારી અક્ષુણ્ણ કીર્તિ થાઓ અને તમે દસ હજાર વર્ષ સુખેથી જીવો. તમે મારા અન્નદાતા અને પ્રાણદાતા છો.'' પુષ્કર ઘણા સત્કાર અને




નળ અને ભીમનો સંવાદ

સન્માનપૂર્વક એક મહિનો રાજા નળના નગરમાં જ રહ્યો. તે પછી સેના, સેવકો અને કુટુંબીઓની સાથે પોતાના નગરમાં ગયો. રાજા નળ પણ પુષ્કરને પહોંચાડીને પોતાની રાજધાનીમાં પાછા આવ્યા. બધા નાગરિકો, સઘળી પ્રજા તથા મંત્રીમંડળના સભ્યો રાજા નળને મેળવીને



રાજા નળ દ્વારા પુષ્કરને ક્ષમાદાન

ઘણા પ્રસન્ન થયા. તેમણે રોમાંચિત શરીરે હાથ જોડીને રાજા નળને નિવેદન કર્યું - ''રાજેન્દ્ર! આજે અમે દુઃખમાંથી છુટકારો મેળવીને સુખી થયા છીએ. જેમ દેવો ઇન્દ્રની સેવા કરે છે તેવી જ રીતે તમારી સેવા કરવા અમે બધા આવ્યા છીએ.''

ઘેર-ઘેર આનંદની ઉજવણી થવા લાગી. ચારે તરફ શાંતિ ફેલાઈ ગઈ. મોટા-મોટા ઉત્સવ થવા લાગ્યા. રાજા નળે સેના મોકલીને દમયંતીને બોલાવી. રાજા ભીમે પોતાની દીકરીને ઘણીબધી વસ્તુઓ આપીને સાસરે વળાવી. દમયંતી પોતાનાં બંને બાળકોને લઈને મહેલમાં આવી ગઈ. રાજા નળ ખૂબ આનંદથી સમય વિતાવવા લાગ્યા. રાજા નળની કીર્તિ દૂર-દૂર સુધી ફેલાઈ ગઈ. તેઓ ધર્મબુદ્ધિથી પ્રજાનું પાલનપોષણ કરવા લાગ્યા. તેમણે મોટા મોટા યજ્ઞો કરીને ભગવાનની આરાધના કરી.

બૃહદશ્વજી કહે છે - ''હે યુધિષ્ઠિર! તમને પણ થોડા જ દિવસોમાં તમારું રાજ્ય અને સગાં-સંબંધી મળી જશે. રાજા નળે જુગાર રમીને ઘણી ભારે આપત્તિ વહોરી લીધી હતી. તેમણે એકલાએ જ બધું દુઃખ ભોગવવું પડ્યું; પરંતુ તમારી સાથે તો ભાઈઓ છે, દ્રૌપદી છે અને મોટા મોટા વિદ્વાન તથા સદાચારી બ્રાહ્મણો છે. આવી સ્થિતિમાં શોક કરવાનું તો કોઈ કારણ જ નથી. સંસારમાં પરિસ્થિતિઓ હંમેશાં એક જ સરખી રહેતી નથી. આવો વિચાર કરીને પણ તેમની ઉન્નતિ અને હ્રાસની ચિંતા કરવી જોઈએ નહીં. નાગરાજ કર્કોટક, દમયંતી, નળ અને ઋતુપર્ણની આ કથા કહેવા-સાંભળવાથી કળિયુગનાં પાપોનો નાશ થાય છે અને દુઃખી મનુષ્યોને ધીરજ મળે છે.''



# સૂક્તિઓ

૧. **विशिष्टया विशिष्टेन सङ्गमो गुणवान् भवेत्।**

(મહાભારત : વનપર્વ - ૫૩/૩૧)

'જો કોઈ વિશિષ્ટ સ્ત્રીનો વિશિષ્ટ પુરુષ સાથે સંયોગ થાય તો તે વિશેષ ગુણકારી હોય છે.'

૨. **नास्ति भार्यासमं मित्रं नरस्यार्तस्य भेषजम्॥** (૬૧/૩૦)

'દુઃખી મનુષ્ય માટે પત્ની જેવો બીજો કોઈ મિત્ર અથવા ઔષધ નથી.'

૩. **नाकाले विहितो मृत्युर्मर्त्यानाम्।** (૬૩/૭)

'મનુષ્યોનું મૃત્યુ અકાળે થતું નથી.'

૪. **चत्वारो एकतो वेदाः साङ्गोपाङ्गाः सविस्तराः।**
**स्वधीता मनुजव्याघ्र सत्यमेकं किलैकतः॥** (૬૪/૧૭)

'એક તરફ અંગો અને ઉપાંગો સાથે વિસ્તારપૂર્વક ચારે વેદોનો સ્વાધ્યાય થાય અને બીજી તરફ ફક્ત સત્યભાષણ થાય તો તે ચોક્કસ એનાથી ચઢિયાતું છે.'

૫. **नाप्राप्तकालो म्रियते ।** (૬૫/૩૯)

'જેના મૃત્યુનો સમય આવ્યો નથી, તે ઇચ્છા હોવા છતાં પણ મરી શકતો નથી.'

૬. **न ह्यदैवकृतं किञ्चिन्नराणामिह विद्यते।** (૬૫/૪૦)

'મનુષ્યોને આ સંસારમાં કોઈ પણ સુખ અથવા દુઃખ એવું મળતું નથી કે જે વિધાતાએ આપેલું ન હોય.'

૭. **भर्ता नाम परं नार्या भूषणं भूषणैर्विना।** (૬૮/૧૯)

'વાસ્તવમાં પતિ જ સ્ત્રીનું સૌથી શ્રેષ્ઠ ઘરેણું છે. તેના હોવાથી તે ઘરેણાં વગર સુશોભિત હોય છે.'

૮. **सर्वः सर्वं न जानाति सर्वज्ञो नास्ति कश्चन।**
**नैकत्र परिनिष्ठास्ति ज्ञानस्य पुरुषे क्वचित्॥** (૭૨/૮)

'બધા લોકો બધી વાતો જાણતા નથી. સંસારમાં કોઈ પણ સર્વજ્ઞ નથી તથા એક જ પુરુષમાં સમસ્ત જ્ઞાનની પ્રતિષ્ઠા નથી.'

૯. **वैषम्यमपि सम्प्राप्ता गोपायन्ति कुलस्त्रियः।**
**आत्मानमात्मना सत्यो जितः स्वर्गो न संशयः॥** (૭૦/૮)

'ઉત્તમ કુળની સ્ત્રીઓ ઘણી મોટી આપત્તિમાં મુકાઈને પણ પોતે પોતાનું રક્ષણ કરે છે. આવું કરીને તેઓ સ્વર્ગ અને સત્ય બંને ઉપર વિજય મેળવી લે છે, એમાં શંકા નથી.'

૧૦. **रहिता भर्तृभिश्चापि न क्रुध्यन्ति कदाचन।**
**प्राणांश्चारित्रकवचान् धारयन्ति वरस्त्रियः॥** (૭૦/૯)

'શ્રેષ્ઠ સ્ત્રીઓ પોતાના પતિથી ત્યજાયા પછી પણ ક્યારેય ક્રોધ કરતી નથી. તેઓ હંમેશાં સદાચારરૂપી કવચથી ઢાંકેલા પ્રાણોને ધારણ કરે છે.'

**૧૧. अस्थिरत्वं च सञ्चिन्त्य पुरुषार्थस्य नित्यदा।**
**तस्योदये व्यये चापि न चिन्तयितुमर्हसि॥** (૭૯/૧૨)

'પુરુષને પ્રાપ્ત થતા બધા વિષયો હંમેશાં અસ્થિર અને વિનાશશીલ છે. આવું વિચારીને તેમના મળવાથી અથવા નષ્ટ થવાથી તારે સહેજ પણ ચિંતા કરવી જોઈએ નહીં.'

**૧૨. विषमावस्थिते दैवे पौरुषेऽफलतां गते।**
**विषादयन्ति नात्मानं सत्त्वोपाश्रयिणो नराः॥** (૭૯/૧૪)

'જ્યારે પ્રારબ્ધ પ્રતિકૂળ હોય અને પુરુષાર્થ નિષ્ફળ થઈ જાય ત્યારે પણ સત્ત્વગુણનો આધાર લેનારા મનુષ્યો પોતાના મનમાં વિષાદ લાવતા નથી.'

